શ્રી શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિ, ગુજરાત વિભાગ, પ્રકાશન નં. ૨૪

દિવ્યજીવન ગ્રંથમાળા : વર્ષ ૧૯૬૨ : પુસ્તક ૨ જું

# ભક્તિ-સાધના

[Practice of Bhakti Yoga]

: લેખક :

શ્રી સ્વામી શિવાનંદ સરસ્વતી

[ઋષિકેશ]

: અનુવાદક :

શ્રી. નાનાલાલ એમ. શાહ. એમ. એ.



શ્રી શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિ

(શિવાનંદનગર, ઋષિકેશ)

ગુજરાત વિભાગ

૮૯૪, ઠીકરશાની પોળ, જમાલપુર, અમદાવાદ-૧

Sri Sivanand Sahitya Prasar Samiti,
Gujarat Vibhag, Publication No 24
Divya Jivan Granthmala-Year 1962-Book No 2

# PRACTICE OF BHAKTI YOGA

By

Sri Swami Sivanand Saraswati

Translator
Sri Nanalal M. Shah M A



Sivanand Sahitya Prasar Samiti
[ Sivanandnagar, Rishikesh ]
Gujarat Vibhag
894, Tokersha's Pole, Jamalpur, AHMEDABAD-1



ત્રણે લોકમાં આજેય
વીણા સાથે વિચરતા

શ્રીમન્નારાયણ નારાયણ નારાયણનું
ગાન કરતા

બ્રહ્મકુમાર
દેવર્ષિ નારદને

## સમર્પણ

# પ્રકાશકની નોંધ

* આ નવું પુસ્તક 'ભક્તિ-સાધના' શ્રી સ્વામીજીના પ્રેરક પુસ્તકોમાં એક વધારો કરે છે એમના આગળના પુસ્તકોની જેમ આ પુસ્તકમાં પણ સ્વામીજીએ સરળ સહજ અને આધ્યાત્મિક જગાવતી અનુપમ ભાષાનો પ્રયોગ કર્યો છે ભક્તિયોગ જેવા શ્રમસાધ્ય અને ગૂઢતત્ત્વભર્યા વિષયનું વૈજ્ઞાનિક ચોકસાઈ સાથે આવું સુંદર સર્વાંગી આલેખન કરનારા આવા પુસ્તકો આજકાલ જવલ્લે જ હોય છે 'ભક્તિ-સાધના' ના પ્રકાશનનું આ પ્રમુખ કારણ છે એમ જણાવતાં અમે ખરેખર ગૌરવ અનુભવીએ છીએ.

* આ પુસ્તકના પાને પાને એ ઉચ્ચ ધ્વનિ રણકે છે કે આજના યુગની સૌથી મહત્ત્વની આવશ્યકતા છે પ્રેમ માત્ર પ્રેમ જ સ્વામીજી કહે છે પ્રેમ શ્રદ્ધા અને ભક્તિ વિનાનું જીવન સાવ નિરર્થક છે એ સાક્ષાત્ મૃત્યુ છે પ્રેમ દિવ્ય છે પ્રેમ વિશ્વની સૌથી મહાન શક્તિ છે એનો પ્રતિકાર નથી થઈ શકતો શત્રુ ઉપર સાચો વિજય તો પ્રેમ જ અપાવી શકે એની શક્તિ અનંત છે એની ગહનતા અમાપ છે એની પ્રકૃતિ અવાચ્ય છે એના તેજ અવર્ણનીય છે પ્રેમ એટલે ધર્મનો અર્ક સ્વામીજી આપણને આ પ્રેમ વિકસાવવા પ્રેરે છે એ પ્રેમનો એક નાનકડો કિરણ પણ તમામ દુખોને દૂર કરીને સાચો આનંદ અને સુખ વરસાવી દેશે

* વિશ્વના થોડાક જ દેશોના સરમુખત્યારોના હાથમાં સંજોગવશાત્ આ પુસ્તક જાય અને જે ઉત્સાહ સાથે આ સંદેશ પ્રગટાવ્યો છે એ જ ઉત્સાહ સાથે એ એનો સ્વીકાર કરે તો વર્તમાન વિશ્વના સર્વ દુખો એકી સાથે ઓગળી જાય ને ફરી એક વખત આ ધરતી પર દિવ્ય નંદનવન સરજાઈ જાય

* સર્વ પ્રેમનું આદિસ્થાન, સંપૂર્ણ પ્રેમરાશિ રાધાના પ્રિય ને પતિતોના ઉદ્ધારક એવા ભગવાન શ્રીકૃષ્ણ આ સુહૃદ ધેરાના વિશ્વ ઉપર શાંતિ આનંદ સુખ સમૃદ્ધિ અને દીર્ઘજીવન યુગયુગ સુધી વરસાવ્યા કરો

- સ્વામી કૃષ્ણાનંદ

# પ્રવેશક

દિવ્ય જીવન ગ્રંથમાળાનું સને ૧૯૬૨ ની સાલનું આ બીજું પુસ્તક છે. શ્રી શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિ, ગુજરાત વિભાગ તરફથી પ્રગટ થતાં પુસ્તકોમાં સળંગ ૨૪મું પુસ્તક આપની સમક્ષ સાદર કરતાં અમે ઘણો જ આનંદ અનુભવીએ છીએ.

આ પુસ્તકનું અંગ્રેજી નામ Practice of Bhakti Yoga છે. પણ ગુજરાતીમાં ઘણું જ ટુંકું નામ "ભક્તિ સાધના" આપવામાં આવ્યું છે. નામ કરતાં ગુણ પરત્વે જ વિચારવાનું રહ્યું. જો આ પુસ્તકનું નામ "ભક્તિયોગ સાધના" આપવામાં આવ્યું હોત તો કદાચ એ વધારે યોગ્ય ગણાત. પણ અખિલ ભારત શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિએ જે નામ આપવાનો નિર્ણય લીધો હતો તે જ આપવામાં આવ્યું છે.

મુખ્ય ચાર યોગોમાંનો એક યોગ તે ભક્તિ યોગ છે અને તેની સાધનાના અંગ ઉપાંગો આ પુસ્તકમાં સ્વામીજી મહારાજે સવિસ્તાર, ઘણી જ સહેલાઈથી સમજી શકાય તે પ્રમાણે સમજાવ્યાં છે. જો કે સ્વામીજી મહારાજ તો બધા જ યોગના સમન્વયમાં માને છે. પણ કોઈ પણ એક યોગની સાધના પોતાની પ્રકૃતિની વિશીષ્ટતા માગી લે છે. લાગણીપ્રધાન પ્રકૃતિવાળી વ્યક્તિ માટે ભક્તિ એ ઉત્તમ સાધન છે અને તેની જ સાધના ભક્તિમાર્ગી સાધકને અંતિમ ધ્યેય સુધી પહોંચાડી શકે છે. ભક્તિની જુદી જુદી દૃષ્ટિ અને જુદાં જુદાં સાધનો જુદા જુદા શાસ્ત્રકારોએ વર્ણવ્યાં છે. પણ સામાન્યતઃ નવધા ભક્તિને પ્રમુખ સ્થાન આપવામાં આવ્યું છે. મહર્ષિ નારદે તેમના ભક્તિ–સૂત્રમાં આ વિષયને ખૂબજ ઝીણવટપૂર્વક ચર્ચ્યો છે. જો કે આ પુસ્તકમાં નારદ ભક્તિ–સૂત્રનાં સૂત્રો આપવામાં આવ્યાં છે, અને તેનો અર્થ પણ આપવામાં આવ્યો છે. છતાંય જેમને ઉંડા અભ્યાસની ઇચ્છા હોય તેમણે બૃહદ્ ગુજરાત દિવ્ય જીવન સંઘ તરફથી પ્રગટ કરવામાં આવેલ નારદ ભક્તિ સૂત્ર વાંચવા અમારી ભલામણ છે.

સાધનામાં સૌથી સરળ જો કોઈ માર્ગ હોય તો તે ભક્તિમાર્ગ છે ભક્તિ કળીયુગમા આત્મસાક્ષાત્કારનુ અમોઘ સાધન છે ભક્તિ કલ્પવૃક્ષ છે, કામ-ધેનુ છે એની સરળતા, માધુર્ય અને સાત્વિકતા સહેજે સમજી શકાય તેમ છે ઈશ્વર તરફ આકર્ષણ પ્રેમ, આરાધના, આતરિક વિશુદ્ધિ અને કષીઓમાથી કાચનનુ પ્રાગટ્ય કરનાર ભક્તિ સાધના દિવ્યતાના દર્શન કરાવી આત્મસાક્ષાત્કાર સુધી પહોચાડવાને સમર્થ છે ભક્તિમાં પ્રેમનુ અનન્ય સ્થાન છે ટૂકમા ભક્તિ એટલે જ પ્રેમ અને પ્રેમ એ જ ઈશ્વર

જ્ઞાન માર્ગે અને અન્ય માર્ગે સાક્ષાત્કાર પામેલાના ઉદાહરણ બહુ જ જૂજ છે અને ઘણાખરા તો સામાન્ય જનતાની જાણ બહાર છે પણ ભક્તિ માર્ગે આત્મસમર્પણ કરી સાક્ષાત્કાર પામેલા ભક્તો સહજ રીતે જાણીતા છે ધ્રુવ, પ્રહલાદ અજામિલ, દ્રૌપદી આદિના દષ્ટાંતો આપણી નજર સમક્ષ છે આપણા યુગના ભક્તો મીરા, નરસિહ મહેતા, તુકારામ આદિને કોણ જાણતુ નથી ? ભક્તિ સાચે જ અનિવાર્ય છે ભક્તિ વિનાનુ જ્ઞાન પણ શુષ્ક છે સાથોસાથ એટલુ કહેવુ પણ જરૂરી છે કે ભક્તિ જ્ઞાનદાતા છે આપણા ભક્તોએ જે જે કહ્યુ છે અને ગાયુ છે તે પરાવાણીનો પુરાવો છે

અખિલ ભારત શિવાનદ આદિત્ય પ્રસાર સમિતિના નિર્ણય અનુસાર આ વર્ષે આ એક જ પુસ્તક પ્રગટ કરવાનુ ઠરાવવામા આવ્યુ છે અને તે ગુરુપૂર્ણિમા ઉપર પ્રગટ કરવુ જોઈએ તે આદેશ અનુસાર ગુરુપૂર્ણિમા ઉપર પ્રગટ થઈ રહ્યુ છે જે ગુરુદેવનું છે તે ગુરુદેવને પુનર્જનિકરૂપે સમર્પણ કરતાં અમે કૃતકૃત્યતા અનુભવીએ છીએ આવા અપૂર્વ પુસ્તકના પ્રકાશનનો આ યાદગાર દિવસ બની રહેશે. સમિતિના કેટલાક અનિવાર્ય સજોગો હોવા છતાં આ પુસ્તક સમયસર બહાર પડે છે તે કેવળ ગુરુકૃપાથી જ છે

આ પુસ્તકનો અનુવાદ સદ્દભાવે અને પ્રેમ પૂર્વક વડોદરાના ભાઈ શ્રી નાનાલાલ એમ. શાહે કર્યો છે. તેઓ અધ્યાત્મવિદ્યાના ઊંડા અભ્યાસી છે અને શિક્ષણ ક્ષેત્રે અગ્રગણ્ય સ્થાન ભોગવે છે. તેઓ વડોદરાની સરકારી માધ્યમિક શાળાના પ્રીન્સીપાલપદે હતા અને તેમની ઉજ્જવળ કારકિર્દી ખરેખર અનુકરણીય છે. અંગ્રેજી તેમજ ગુજરાતી સાહિત્યમાં પણ તેમણે સારો ફાળો આપ્યો છે. તેમણે ખરેખર સુંદર અનુવાદ કર્યો છે અને તેને માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. પૂજ્યપાદ શ્રી સ્વામી શિવાનંદ તરફ તેમને ખૂબજ માન અને પ્રેમ છે. કાંઈપણ પુરસ્કાર સ્વીકાર્યા વગર આ સુંદર કાર્ય તેમણે કર્યું તેને માટે અમે તેમના ઘણા જ આભારી છીએ.

આ પુસ્તકના ખર્ચની ખોટ મેળવવા માટે અમારાથી બનતો પ્રયત્ન કર્યો પણ તેમાં ફળીભૂત થયા નથી. એટલે સમિતિ તરફથી આ પુસ્તક પ્રગટ કરવામાં આવે છે. છતાં ય આ પુસ્તકના ખર્ચમાં જે દાતા ભાઈ અગર બહેન યથાયોગ્ય ફાળો આપશે તેમનો અમે અમારા વાર્ષિક અહેવાલમાં અવશ્ય આભાર માનીશું. આપનો ઉદાર હાથ અવશ્ય લંબાવશો કે જેથી આવા મોટા ખર્ચમાં સમિતિને રાહત રહે.

આ પુસ્તક છપાવવાનો પ્રયત્ન તો છેલ્લા બે એક મહિનાથી ચાલતો હતો. પણ શિક્ષણ અંગેના પુસ્તકો છાપવામાં પ્રેસો રોકાઈ ગયેલાં હોવાને કારણે કામ અટક્યું હતું ત્યાં ગુરુકૃપાથી એકાએક પ્રો. શ્રી પ્રકાશભાઈ ગજ્જરનો સંપર્ક સધાયો અને તેમણે આ પુસ્તકને ગુરુપૂર્ણિમા ઉપર બહાર પાડવાનુ બીડુ ઝડપ્યું. ફક્ત દસ દિવસ પહેલાં જ તેમને મેટર સુપ્રત કરવામાં આવ્યું. તેઓ ઘણા પ્રેસોમાં ગયા પણ સદ્ભાગ્યે એક જ પ્રેસ 'ખડાયતા મુદ્રણ કલામંદિર' મળ્યું જે આટલા ટુંકા સમયમાં પુસ્તક છાપી આપવા તૈયાર થયું. ભાઈશ્રી પ્રકાશભાઈએ પણ રાતદિવસ જોયાં નથી અને પ્રેસમાં જાતે હાજર રહી પ્રુફ તપાસી આપ્યું છે અને જરૂરી યોગ્ય માર્ગદર્શન આપ્યુ છે.

ભાઈશ્રી પ્રકાશભાઈ ઉગતા છતાં પીઢ અધ્યાત્મનારક છે. આ પ્રકાશન તે તેમના અદમ્ય ઉત્સાહના ફળરૂપ છે. કોઈપણ પ્રકારની

આ શ્રી કે પુરસ્કાર વગર મિત્રભાવે પ્રેમપૂર્વક, રાતદિવસના ઉજાગરા કરી નિ:સ્વાર્થભાવે હોશિયારી કરી આ પુસ્તકના પ્રકાશનમાં અગ્રગણ્ય ભાગ લીધો છે તેને માટે અમે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે તેઓ સ્વામીજી મહારાજના સંપર્કમાં તો છે જ પણ સ્વામીજી મહારાજના કાર્યમાં પણ ઊંડો રસ ધરાવે છે સમિતિના કાર્યમાં સ્વેચ્છાએ તેમણે અપૂર્વ સાથ અને સહકાર આપવાનું નક્કી કર્યું છે તે માટે તમને અનેકાનેક ધન્યવાદ

આ જ્ઞાનયજ્ઞના અતિ ઉપયોગી કાર્યમાં આપ આપનો સાથ અને સહકાર આપતા રહેશો એટલું જ નહિ પણ આપના સગાસંબંધી અને ઈષ્ટ મિત્રોને પ્રેરણા આપી તેમનો સહકાર મેળવી આપશો તો પવિત્ર કાર્યમાં અમૂલ્ય સેવા બજાવી ગણાશે. પરલોકવાસી સગાસંબંધીઓની પુણ્ય સ્મૃતિમાં આવા સુંદર પ્રકાશનોમાં અર્ઘ્ય આપી સહકાર આપવો તે બન્ને માટે આત્મકલ્યાણનો માર્ગ છે

અંતમાં આપણા સર્વના ઉપર પૂજ્યપાદ શ્રી સ્વામી શિવાનંદજી મહારાજના આશીર્વાદ ઉતરો એ જ અભ્યર્થના

| | |
|---|---|
| પૂર્ણિમા | ચતુર્ભુજદાસ ચીમનલાલ |
| પથ્થરની આંબાવાડી | પ્રમુખ |
| એલિસબ્રીજ | શ્રી શિવાનંદ સાહિત્ય પ્રચાર સમિતિ, |
| અમદાવાદ | |
| ગુરુપૂર્ણિમા તા ૧૭ ૭-૬૨ | ગુજરાત વિભાગ |

નોંધ — પુસ્તકના ટાઈટલ પેજ ઉપર આપવામાં આવેલું સ્વામીજીનું સરનામું ફક્ત પત્રવ્યવહાર પૂરતું છે રૂબરૂ મુલાકાતનું સ્થળ — શ્રી શિવાનંદ એમ્પોરિયમ ૧૭૧૧, જગીવની સામે રાયપુર ચકલા અમદાવાદ ૧ ટેલીફોન નં ૫૨૨૬૦

# લાગણીઓને સંસ્કાર આપવાની જરૂર છે.

## (સ્વામી શિવાનંદ)

ભક્તિ દરેક પ્રાણીમાં જોવામાં આવે છે, એક નાસ્તિકને પણ પોતાની નાસ્તિકતામાં આસક્તિ હોય છે. પ્રેમ દરેક પ્રાણીના હૃદયમાં હોય છે જ. પ્રેમ વિના જીવવું અશક્ય છે. ઘણા ક્રૂર માણસો પણ કોઈને કોઈ વસ્તુ પર પ્રેમ રાખે છે.

બીજા પદાર્થોની માફક આ પ્રેમને પણ સંસ્કાર આપવાની જરૂર છે. વન અને ઉપવન (બાગ)માં શો ફેર હોય છે? જંગલમાં પણ ઝાડપાન હોય છે, ફળફૂલ હોય છે. છતાં માણસને વનમાં પેસતાં બીક લાગે છે. કારણ કે તેમાં કાંટા હોય છે, ઝાંખરાં હોય છે, ભયંકર ઝાડીઓ હોય છે અને તેમા જંગલી પ્રાણીઓ સંતાયેલાં હોય છે. ત્યાં ઝાડો પણ અવ્યવસ્થિતપણે ઊગેલાં હોય છે, અને જો વાવાઝોડું થાય તો ત્યાં દાવાનળ સળગી ઊઠે છે અને સારાય વનનો નાશ થાય છે. બાગની સ્થિતિ આથી જુદી જ હોય છે, ત્યાં ઝાડો અને રોપાઓ સારા આકારોમાં કળાત્મક રીતે ઊગાડેલા હોય છે. તેમાં અવારનવાર કાપકૂપ કરી તેમને વ્યવસ્થિત રાખવામાં આવે છે. ત્યાંની દુર્ગંધ દૂર કરવામાં આવે છે અને ચોતરફ સુવાસ ફેલાય છે.

પ્રેમનુ પણ આમ જ સમજવું અજ્ઞાની માણસના હૃદયમાં પ્રેમ હોય છે. પણ તે જંગલી અવસ્થાનો હોય છે. તેના હૃદયના એક ખુણામા પ્રેમનુ રસાળ પુષ્પ હોય છે, પણ આખા હૃદયમાં ઈર્ષ્યા, તિરસ્કાર વગેરે દુર્ગુણોના કાંટા એટલા બધા વ્યાપેલા હોય છે કે પ્રેમની મઝા તેમાં મારી જાય છે. તેમાં રાગ, દ્વેષ, ક્રોધ, લોભ વગેરેની ઝાડીઓ પથરાયેલી હોય છે અને તેમાં, જંગલી પ્રાણીઓ વસેલા હોય છે. આ બધામાં પ્રેમ તો ક્યાંક તળિયે અને દુઃખાપ્ય રીતે દબાઈ ગયેલો.

પ્રેમ સર્વના ઉપર શાંત રીતે પથરાયેલો હોય છે. તે જ પ્રમાણે તમે અંતરમાં શાંતિપૂર્વક ધ્યાન ધરીને પ્રભુને ચાહો તેને શાંતભાવ કહે છે.

હવે, જગત્માં તમે વધારે કોને ચાહો છો એ શોધી કાઢો, અને તે જ ભાવથી તમારા હૃદયપ્રદેશમાં રહેલા અંતર્યામી પ્રભુને તમે ચાહો. સગાં સંબંધીઓ અને મિત્રો માટેનો પ્રેમ એ મોહ છે અને તે તમને સંસારચક્ર સાથે વધારે જોરથી બાંધે છે. તે નશ્વર છે અને દુઃખપર્યવસાયી છે. પરંતુ પ્રભુપ્રેમ મોક્ષદાયી હોઈ તમને અનંત સુખ અને અમરત્વ તરફ લઈ જશે. આત્મા અને પરમાત્માનો શાશ્વત સંબંધ જોડનાર પ્રેમ તે ભક્તિ છે. તેનાથી તમે પ્રભુમય બની જશો.

# અનુક્રમણિકા

## ૨. નામ, શ્રદ્ધા અને પ્રેમ :



## ૩. ભક્તિ અને જ્ઞાન :



## ૪. ભક્તિ સાધના :

# પ્રકરણ ૧

## ભક્તિનો ઉપદેશ

### ૧. પરમાત્મા કોણ છે ?

પરમાત્મા સત્ય છે. પરમાત્મા પ્રેમ છે. પરમાત્મા મહાજ્યોતિ છે. પરમાત્મા અનંત સુખ, પરમ શાંતિ અને જ્ઞાનની મૂર્તિ છે. તે સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વવ્યાપક અને સર્વ પ્રત્યે દયાવાન્ છે. તે અનાદિ અને અનંત છે. એને જ ગીતામાં પુરુષોત્તમ અથવા મહેશ્વર કહેલા છે. તે સર્વવિદ્ છે. તે સમગ્ર વિશ્વનો, તેમ જ દેહ, મન, ઇન્દ્રિયો અને પ્રાણનો આધાર છે. તેના વિના એક અણુ પણ હાલી શકે નહિ. તે વેદોનું મૂળ છે. ઇંદ્ર, અગ્નિ, વરુણ, વાયુ, યમ એ બધા પરમાત્માના કાર્યમાં સહાયક છે. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને આકાશ એ તેની શક્તિઓ છે. માયા એ એની મોહક શક્તિ છે.

બ્રહ્મા, વિષ્ણુ. શિવ એ પરમાત્માનાં ત્રણ સ્વરૂપો છે. બ્રહ્મા સૃષ્ટિનું ઉત્પાદક સ્વરૂપ છે, વિષ્ણુ રક્ષક સ્વરૂપ છે, શિવ એ વિનાશક સ્વરૂપ છે. પરમાત્માનાં બીજાં પણ ત્રણ સ્વરૂપો છે. વિરાટ એ વ્યક્ત રૂપ છે, હિરણ્યગર્ભ સૂક્ષ્મ રૂપ છે. ઇશ્વર એ કારણ રૂપ છે. વિરાટ એ સર્વ ભૌતિક દેહોનો સમૂહ છે, હિરણ્યગર્ભ એ સર્વ મનનો સમૂહ છે. તે વિશ્વ–મન છે; અને ઇશ્વર એ સમગ્ર કારણ શરીરનો સમૂહ છે.

સૃષ્ટિ, સ્થિતિ, સંહાર (વિનાશ), તિરોધાન કે તિરોભાવ, અને અનુગ્રહ એ ભગવાનની પાંચ પ્રવૃત્તિઓ છે.

પરમાત્મા એ શરબતમાં રહેલો મિષ્ટ સ્વાદ છે; તે સુંદર યુવતિની વાણીમાંની મિઠાશ છે; તે પહેલવાનમાં રહેલું બળ છે; તે હિમાલયનાં પ્રાકૃતિક દૃશ્યોમાં રહેલું સૌંદર્ય છે; તે સંગીતની અદ્ભુત મધુરતા છે; તે જુઈ અને ચંપાની સુગંધ છે; તે મખમલની ગાદીની અને શીમળાના

પ્રાપ્તિમાં ભક્તિ ઘણી મદદ કરે છે તેથી, આ પુસ્તકમાં ભક્તિની સાધના માટે, અને એ રીતે પ્રભુનો સાક્ષાત્કાર કરવા તથા તેના અખંડ સાન્નિધ્ય રૂપી અમૃતનો આસ્વાદ કરવા ભિન્ન ભિન્ન રીતો ચર્ચી છે. મનુષ્ય જીવનનું અને માનવ પ્રયત્નનું અંતિમ ધ્યેય આ જ છે તે માટે પવિત્ર થાઓ ઇંદ્રિયો પર સંયમ રાખો પ્રભુના નામનું કીર્તન કરો સર્વત્ર પ્રભુ વ્યાપક છે એનો અનુભવ કરો પ્રભુના મંત્રોનો જપ કરો પ્રભુના સ્વરૂપનું ધ્યાન ધરો તેના દર્શન કરો અને તેમાં આનંદો તેથી જ તમને સુખ, શાંતિ અને અમૃતત્વ પ્રાપ્ત થશે.

## ૨ પ્રભુનું અસ્તિત્વ

આ જગતના પ્રત્યેક પદાર્થને જોતા તેની પાછળ યોજનાપૂર્વકની બુદ્ધિ રહેલી છે એમ આપણને લાગ્યા વગર રહેશે નહિ આપણા શરીરની નસોમાં લોહી કોણ ધકેલે છે? આપણે ખાધેલા પદાર્થોને આમરસ અને લાલ લોહીના રૂપમાં કોણ ફેરવે છે? અન્ન નળી મારફતે આંતરડા અને જઠરમાં અન્નને પહોંચાડી તેના કુચાને ગુદા અને ઉપસ્થ દ્વારા કોણ બહાર કાઢે છે? આપણી નાજુક આંખોમાં ધૂળ ન જાય તે માટે આપણી પાંપણોને કોણ ઉઘાડવાસ કરાવે છે? લોહીમાથી પાચક રસ, પિત્ત, વીર્ય વગેરે ઉત્પન્ન કરી જુદા પાડવા કોણ અને ગ્રંથિઓને કોણ પ્રેરણા આપે છે? વીર્યબિંદુને આગળ વધી સ્ત્રી અંડ સાથે જોડાઈ ગર્ભ ધારણ કરાવવાની શક્તિ કોણે આપી? વાળના અગ્રભાગના દશ હજારમા ભાગ જેટલા સૂક્ષ્મતમ આ જીવને માબાપના જેવા દૈહિક અંગ, આકાર અને રંગ ધીમે ધીમે ધારણ કરવાની શક્તિ કોણે આપી? માતાના ઉદરમાં રહેલા ગર્ભને પુષ્ટિ આપી વૃદ્ધિ કરાવનાર કઈ શક્તિ હશે? બાળક જન્મતાની સાથે જ તેની માતાના સ્તનમાં દૂધ ઉત્પન્ન કરનાર કોણ હશે? પથ્થરની ફાટોમાં સંતાઈ રહેલા નાના દેડકાને કોણ ખોરાક પૂરો પાડતું હશે? બહારના જંતુઓ અંદર ન પેસે તે માટે ફળો ઉપર સુદૃઢ છાલ ઉત્પન્ન કરનાર કોણ

કોણે? ઋતુઓની વ્યવસ્થા કોણે કરી? હિમાલયના ગૌરીકુંડ વગેરે બરફના પ્રદેશોમાં બરફ તળે પાણીમાં માછલાંઓને ઠંડી ના લાગે માટે ઉષ્ણતા (ગરમી) કોણે કરી? કોણે? સૃષ્ટિના આરંભથી આજ સુધી એવા ઓક્સીજન મા (પ્રાણવાયુમાં) ચાર ભાગ નાઈટ્રોજન (નત્રવાયુ) કોણે ભેળવ્યો હશે?

કોની આજ્ઞાથી દરરોજ સવારમાં સૂર્ય વખતસર ઊગે છે અને સાંજે આથમે છે? સૂર્ય આપણી પૃથ્વીથી કરોડો માઈલ દૂર છે, છતાં પણ આટલે દૂરથી પૃથ્વી પર રહેનાર જીવોને પ્રકાશ, ગરમી, જીવન અને જીવતપણું તે આપી રહ્યો છે એ મોટું આશ્ચર્ય નથી? અરે, આપણે જે સૂર્યને જોઈ રહ્યા છીએ તેવા અને તેના કરતા પણ મોટા બીજા અનેક સૂર્યો છે, પરન્તુ તે ઘણે ઘણે દૂર હોવાને લીધે તે આપણને નાના તારા જેવા લાગે છે! એ તારાઓમાંથી આપણી પૃથ્વી પર પ્રકાશને આવતાં કરોડો વર્ષો લાગે છે! પ્રકાશનો વેગ એક સેકન્ડમાં ૧,૮૬,૦૦૦ માઈલનો છે, છતાં પણ ઘણા તારાઓનો પ્રકાશ હજુ પણ આપણને મળ્યો નથી! આ આશ્ચર્યોનો કોઈ પાર છે? આ બધા તારાઓ, ગ્રહો અને ઉપગ્રહો પોતાને નિયત કરેલી કક્ષાઓમાં દિવસરાત, મહિનાઓ અને વર્ષોથી દૈવી નિયમોને આધીન રહી ફર્યા કરે છે!

હવે પ્રશ્ન એ થાય છે કે આ બધી વ્યવસ્થા પાછળ કોઈ બુદ્ધિશાળી ઉત્પાદક છે? અથવા તો જડ પ્રકૃતિના અણુઓ પરમાણુઓ કે દૈવી અણુઓ અક્રમિક રીતે ભેગા થઈ આ બધું ચલાવે છે? આપણી બુદ્ધિમાં તો આમાંની પ્રથમ વાત ઊતરે તેવી છે અને આ બુદ્ધિમાન્ દલીલને વેદોનું પણ સમર્થન છે વેદોમાં સ્પષ્ટ કથન છે કે સૂર્ય અને ચંદ્ર આકાશ અને પૃથ્વી ઈશ્વરે સર્જેલા છે

અરણ્યોમાં ઊગેલા ઝાડપાન અને ફળફૂલને પાણી કોણ આપે છે? વેતન કે બદલાની આશા રાખ્યા વગર અથાગ શ્રમ લેનાર આ અદૃષ્ટ

માગી કોણ કરે? પશુ પક્ષીઓ, માછલાં, જીવજંતુઓ, અને ઝાડપાનને કોણ ખોરાક પૂરો પાડે છે? ફક્ત મનુષ્યોમાંથી જ મનુષ્ય, પશુમાંથી જ પશુ, પક્ષીમાંથી જ પક્ષી, હાથીમાંથી જ હાથી, ઘોડામાંથી જ ઘોડા, સિંહમાંથી જ સિંહ, કૂતરામાંથી જ કૂતરા, કીડીમાંથી કીડી—અને તે પણ પોતાના માબાપની આબેહૂબ નકલ જેવા જ—ઉત્પન્ન થાય છે એ વિચારણીય વસ્તુ નથી? એક નાના બીજમાંથી વિશાળ વડવૃક્ષ ઉત્પન્ન થાય છે જે હજારો પ્રાણીઓને આશ્રય આપે છે! એક નાની ગોટલીમાંથી મોટું આંબાનું ઝાડ થાય છે જે સેંકડો સ્વાદિષ્ટ કેરીઓ જગતને પૂરી પાડે છે. એવી કઈ શક્તિ છે કે જે આ વૃક્ષને ઉગાડે છે અને તેમનો વિકાસ કરે છે? વીર્યના એક બારીક બિંદુમાંથી હાથપગ, નાક, કાન, દાંત, નખ, વાળ વગેરેથી યુક્ત જેનાથી મોટો દેહ સર્જન પામે છે એ ગૂઢ અને અદ્‌ભુત કઈ શક્તિ હશે? નાના બીજમાંથી ફૂલ, ફળ, ડાળીઓ અને પાંદડાંવાળું મોટું ઝાડ ઉત્પન્ન કરનાર કઈ શક્તિ હશે?

વળી, આ માનુષી યંત્ર (શરીર) કેવું અદ્‌ભુત છે? કુદરતની વ્યવસ્થા પ્રમાણે એની બધી ઇંદ્રિયો કેવી સુસંગતપણે કામ કરી રહી છે! ભગવદ્‌ગીતામાં આ શરીરને નવદ્વારપુરમ્ (નવ દરવાજાવાળું શહેર) કહ્યું છે. ઉનાળામાં આપણા શરીરની ચામડી, શરીરમાં રહેલી બધી અશુદ્ધિઓને ખૂબ ઝડપથી બહાર કાઢે છે. શિયાળામાં રક્તની અશુદ્ધિઓ બહાર કાઢવા તથા ચામડીને રાહત આપવા આપણી કીડની (Kindeys) ખૂબ જોરથી કામ કરે છે.

મસ્તિષ્કના ભાગમાં રહી કામ કરનાર જ્ઞાનતંતુ તથા કરોડરજ્જુમાં આનંદ અને આત્મ હલનચલન વગેરેની લાગણીઓ એ ખરેખર અદ્‌ભુત વસ્તુઓ છે! મસ્તિષ્ક તો આ એક ભવ્ય વિદ્યુતમશીનરી છે જેને સ્વીચબોર્ડ તથા તારો વગાડનારો છે અને ચલાવનાર અંતર્યામી છે, જે આ બધાને નિયમમાં રાખી તેના પર દેખરેખ રાખે છે તે જ ઉપદ્રષ્ટા,

અનુમન્તા અને મહેશ્વર છે વળી, મસ્તિષ્કના નિયંત્રણમાં રહી કામ કરનાર હૃદય અને ફેફસાંનો કદિ વિચાર કર્યો છે? શરીરમાંના આ મર્મસ્થાનો કેટલાં અદ્ભુત છે! કોઈ પણ વૈજ્ઞાનિક પોતાની પ્રયોગ-શાળામાં તેની ગર્વિત બુદ્ધિથી સ્નાયુઓ, રેસાઓ, અસ્થિ, કોષો તથા ઇંદ્રિયો બનાવી શકે તેમ છે? શરીરનાં આ ભિન્ન ભિન્ન યંત્રો કેવાં અરસપરસને અવિરત ગતિએ કામ કરી રહ્યાં છે! મસ્તિષ્કના ભિન્ન ભિન્ન કેંદ્રો જેવાં કે દૃષ્ટિકેંદ્ર, શ્રવણકેંદ્ર, પ્રાણકેંદ્ર વગેરે કેવી સરસ રીતે પોતપોતાનું કાર્ય કર્યા કરે છે! આ નાજુક શરીરયંત્ર વિષે ગંભીરપણે વિચાર કરતાં આપણને તેના વિષે આશ્ચર્ય અને માન પેદા થાય છે આવું અદ્ભુત યંત્ર અણુઓ કે પરમાણુઓના આકસ્મિક સંયોગીકરણથી ઉત્પન્ન થઈ જાય છે એમ માનવું એ ખરેખર અયુક્તિક અને હાસ્યાસ્પદ છે જે કારીગરે વિચારપૂર્વક આ યંત્ર બનાવ્યું છે તે સામાન્ય મકાનો અને બંગલા બાંધનાર કારીગર કરતાં અનંત ગણો હોશિયાર, બુદ્ધિશાળી અને શક્તિશાળી હોવો જોઈએ એમાં જરાયે શંકા નથી ધ્યાનમાં રાખો કે એ અદ્ભુત કારીગર તે ઈશ્વર છે, પરમાત્મા છે તેને ગમે તે નામથી ઓળખાવો તેમાં હરકત નથી.

વળી મનની અદ્ભુત શક્તિઓનો વિચાર કરો. કેનોપનિષદના પ્રથમ શ્લોકમાં કહ્યું છે કે—

केनेषितं प्रैति प्रेषित मन । મન કોની પ્રેરણાથી ચાલે છે?

આ પણ દૈવી શક્તિનું જ કાર્ય છે ગમે તેવો બુદ્ધિમાન માનસશાસ્ત્રી આ મન બનાવી શકે તેમ છે? મનની ભિન્ન ભિન્ન શક્તિઓ જેવી કે વિવેકશક્તિ ન્યાયતોલનશક્તિ દલીલશક્તિ, ધારણા શક્તિ, કલ્પનાશક્તિ ધ્યાનશક્તિ, વિચારશક્તિ વગેરેનો તો વિચાર કરો! આવું અદ્ભુત અને શક્તિશાળી મન પરમાત્મા સિવાય બીજું કોઈ ઉત્પન્ન કરી શકે નહિ એ નક્કી છે

કર્મ જડ છે કર્મનું ફળ કોણ આપે છે? આયુષ્ય મર્યાદાનો

કોણ નિયામક છે ? કેટલાક ૧૦ વર્ષ જીવતા નથી, જ્યારે કેટલાક ૧૨૦ વર્ષ સુધી જીવે છે, એ શું ? આવી વિભિન્નતાઓનું તમે શું કારણ આપશો ? કેટલાક અપંગ અથવા ખોડવાળા જન્મે છે, કેટલાક ખૂબ મજબૂત જન્મે છે. કેટલાક રાજાઓ અને લક્ષાધિપતિઓ હોય છે. તો કેટલાક ગરીબ અને ભિખારી હોય છે. કેટલાક આંધળા, બહેરા, અને મૂગા હોય છે. કેટલાક રૂપાળા હોય છે, તો કેટલાક બેડોળ હોય છે. કેટલાક મૂર્ખ હોય છે, તો કેટલાક મહાબુદ્ધિશાળી હોય છે. કેટલાક લુચ્ચા લફંગા હોય છે. તો કેટલાક પ્રામાણિક અને પવિત્ર હોય છે. આ બધી વિભિન્નતાઓનો એક જ રદિયો હોઈ શકે, અને તે એ કે દરેકને તેનાં પોતાનાં કર્મો પ્રમાણે પરમાત્મા અદલ ઇન્સાફ આપે છે. અને તેનું જ ફળ તે ભોગવે છે.

આથી સ્પષ્ટ થાય છે કે સૃષ્ટિના આરંભથી જ દરેક દેશમાં અને દરેક યુગમાં એક અદ્‌ભુતશક્તિ આ કાર્ય કરી રહેલી છે અને તે શક્તિ અનંત કાળ સુધી આ કાર્ય કરશે. આને તમે 'ગૂઢશક્તિ' કહો, કે 'સર્વવ્યાપી ચિતશક્તિ' કહો, કે તેને ગમે તે નામ આપો. તેને અતરિક્ષમાં રહેલો પિતા કહો, યહોવા કહો, અલ્લા કહો, તત્ત્વ કહો સત્ત્વ કહો, અહુરમઝદ કહો કે બ્રહ્મ કહો. પણ તે એક જ શક્તિ આ સમગ્ર તંત્ર ચલાવે છે.

આ ચિતશક્તિ એ જ સત્ય છે, એ પ્રેમ રૂપ છે એજ ઇશ્વર છે. તે જ્ઞાન છે. તે જ્ઞાન સ્વરૂપ છે, જ્ઞાનમય છે. તે સ્વયંજ્યોતિ છે. સ્વયંભૂ છે, સ્વતંત્ર છે. તે ભૂતવર્તમાન–ભવિષ્યમાં હોઈ ત્રિકાલાબાધિત છે, તે નિર્વિકાર છે. અવાઙ્‌મનસગોચર ( વાણી અને મનથી પેલેપાર) છે. તે સચ્ચિદાનંદ છે. તે સર્વજ્ઞ, સર્વવ્યાપી, સર્વશક્તિમાન છે.

તેનો સાક્ષાત્કાર કરવા માટે હૃદયમાં એકાગ્રતાથી ધ્યાન ધરવાની જરૂર છે. મિત્રો, હજુ પણ તમે શંકાશીલ, નાસ્તિક અને ભૌતિકવાદી રહેશો કે પવિત્ર મહાત્માઓ બનશો ? પરમાત્માના ચરણકમળમાં

નમ્રતા અને સજ્જનતાથી આત્મસમર્પણ કરો અને તમે તેનો અનુગ્રહ પામશો. આમાં એક ક્ષણની પણ ઢીલ કરશો નહિ. હૃદયને પવિત્ર બનાવી પ્રાર્થના કરો ભજન કરો ધ્યાન ધરો અને પ્રભુનો સાક્ષાત્કાર કરો

### ૩ પરમાત્મા સર્વમાં રહેલો છે

મેં પહેલાં કહ્યું કે પરમાત્મા એ વિશ્વનો અદૃશ્ય સ્વામી છે તે આ દૃશ્યમાન સર્વ પ્રાણીપદાર્થોમાં ગુપ્ત રહેલો છે તે સર્વની અંદર છે તેની હાજરી સર્વત્ર છે એજ સત્ય છે એ વિશ્વનું ઉપાદાન ચિત્ તત્ત્વ છે સર્વેશ્વરવાદનો આ જ મૂળ સિદ્ધાંત છે શ્વેતાશ્વતર ઉપનિષદ્‌નો નીચેનો શ્લોક તપાસો

एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा ।
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥

"એક જ દેવ (શક્તિ) સર્વ ભૂતોમાં છુપાઈ રહેલો છે તે સર્વમાં વ્યાપ્ત છે સર્વભૂતોનો અંતર્યામી છે કર્મનો નિયામક છે સર્વમાં તેનો નિવાસ છે તે સર્વનો સાક્ષી છે, અંતઃકરણરૂપ છે, સ્વતંત્ર અને નિર્ગુણ છે,"

જેમ તલમાં તેલ દૂધમાં ઘી ભક્તિ કર્મમાં મન, ગર્ભમાં જીવ વાદળની પાછળ સૂર્ય લાકડામાં અગ્નિ જળમાં ઓગળી ગયેલ સાકર અગર મીઠું, પુષ્પમાં સુવાસ ગોળામાં જીવાણુ અને ગ્રામોફોનની રેકર્ડોમાં શબ્દ છુપાયેલા છે તેમ પરમાત્મા સર્વ જાગ્રત પદાર્થોમાં નિગૂઢ રહેલો છે જેમ દૂરબીન વડે આપણે કોલેરા, મેલેરિયા પ્લેગ વગેરે રોગોના જંતુઓને પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ તેમ આપણે જ્ઞાનચક્ષુ વડે પરમાત્માને જોઈ શકીએ

ઈશાવાસ્ય-ઉપનિષદ્‌ના પહેલા શ્લોકનું પહેલું ચરણ આ છે ईशावास्यम् इदं सर्वम्- આ બધું જ પરમાત્માથી ભરેલું છે કઠોપનિષદ્‌માં કહેલું છે કે सर्वभूतेषु गूढ न प्रकाशते ।' પરમાત્મા સર્વ પ્રાણી પદાર્થમાં છુપાયેલો છે—પ્રત્યક્ષ જણાતો નથી' જેને પવિત્ર અને તીક્ષ્ણ બુદ્ધિ છે તે જ તેને જોઈ શકે છે

પ્રભુ દયા અને પ્રેમથી ભરપૂર છે. તેને "દયાસાગર" કહે છે, ગંગા–યમુનાના પ્રવાહોની માફક તેની દયા સર્વત્ર વહ્યા કરે છે. તે ભક્તોને આધીન છે. તે ભક્તોનાં દુઃખો દૂર કરવા માટે જગતની દૃષ્ટિએ સ્વેચ્છાપૂર્વક અનેક દુઃખો સહન કરે છે ભૃગુઋષિએ વિષ્ણુની છાતીમાં મારેલી લાતને તે આભૂષણ તરીકે ધારણ કરે છે, તે ભક્તોની ખોપરીઓની માળા ગળામાં પહેરે છે. કૌરવોની સભામાં દ્રૌપદીના વસ્ત્રાહરણ વખતે તેણે જ વિદ્યુતવેગે દોડીને સતીની લાજ રાખી હતી.

પ્રભુએ નૃસિંહના શબ્દોમાં પ્રહ્લાદની માફી માગી હતી—

"વત્સ, તારા દુષ્ટ પિતાના વર્તનથી તારે જે પ્રખર તપ કરવું પડ્યું તેને માટે તારી ઉંમર અને શરીર ખરેખર નાજુક હતા. આનો ખ્યાલ મે કદિ કર્યો નથી. તેં તારા રક્ષણ માટે મને આવતાં વાર થઈ હોય તો મને માફ કરજે."

જ્યારે રાવણ સીતાનું હરણ કરી તેને આકાશમાર્ગે લઈ જતો હતો ત્યારે તેની પાસેથી સીતાને છોડાવવા રામભક્ત જટાયુએ કેવા પ્રયત્નો કર્યા હતા! એ યુદ્ધમાં લોહીલુહાણ થઈ જટાયુ પડ્યો હતો. ત્યારે શ્રી રામચંદ્રે તેની પાસે જઈ પોતાની જટાવડે તેના અંગના શરીર પરની રજ લૂછી હતી અને તેના પર પ્રેમથી હાથ ફેરવ્યો હતો. પોતાના ભક્તો માટે પ્રભુને કેટલો ગાઢ પ્રેમ છે!

પ્રભુ ભક્તોનો દાસ છે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે હું સ્વતંત્ર નથી. હું સંપૂર્ણ રીતે ભક્તોને આધીન છું. મારા સમગ્ર હૃદયનો કબજો ભક્તોએ લીધેલો છે. જેમણે મારે માટે સર્વસ્વનો ત્યાગ કર્યો છે એવા ભક્તોનો હું શી રીતે ત્યાગ કરી શકું?'

મહાન પ્રખ્યાત ભજનિક ભક્ત (તિરુવાયારનિવાસી) શ્રી ત્યાગરાજની પાલખી શ્રી રામલક્ષ્મણે ઉપાડી હતી! ભક્તના સ્નાન માટે પ્રભુએ તેમને વાસણમાં પાણી આણી આપ્યું હતું. તે જ પ્રમાણે તમને મદદ કરવા પ્રભુ સર્વદા તત્પર જ છે. પ્રભુના શુભાશિષ આપણા સૌ ઉપર હજો!

## ૪ ભક્તિ એટલે શું ?

ભક્તિ એ નાજુક પ્રેમ દોરી છે, જે ભક્તના હૃદયને પ્રભુના ચરણ કમળ સાથે બાંધે છે. ભક્તિ એ પ્રભુ વિષેની પરમ આસક્તિ છે, પરમ પ્રેમ છે, હૃદયની સ્વાભાવિક અભિવ્યક્તિ છે શુદ્ધ પ્રેમ, પવિત્ર, નિઃસ્વાર્થ અને દિવ્ય છે એ પ્રેમની ખાતર પ્રેમ છે તેમાં જરા પણ સ્વાર્થ કે કામવૃત્તિ હોતી નથી આ પ્રેમનું વર્ણન શબ્દોમા થઈ શકે તેમ નથી ભક્તો જ તેનો અનુભવ કરી શકે તેમ છે ભક્તિ એ પરમાત્મા પ્રત્યેની પવિત્ર ભવ્ય લાગણી છે

શાંડિલ્યે ભક્તિની વ્યાખ્યા આમ આપી છે—સા પરાનુરક્તિ ઈશ્વરે : "પ્રભુ પ્રત્યે પરમ આસક્તિ અથવા પ્રેમ એ જ ભક્તિ છે" નારદ પાંચરાત્રમા કહ્યું છે કે—પ્રભુ પ્રત્યેનો નિઃસંગ અને અનન્ય પ્રેમ જેનાથી પ્રભુ એ "મારા" છે એમ સાક્ષાત્કાર થાય તેને ભક્તિ કહે છે.

પાછળના ભક્તિ સાહિત્યમા ભક્તિ અને પ્રેમ એ બેમા તફાવત બતાવેલો છે ભક્તિ એટલે પ્રભુ પ્રત્યે સ્વયંસ્ફુરિત આસક્તિ, જેનાથી ભક્ત પ્રભુમા તલ્લીન થઈ જાય છે પ્રેમ એ ભક્તિની પરિપૂર્ણ દશા છે, જેમા ભક્ત પ્રભુમાં તદાકાર થઈ પવિત્ર બની જાય છે પ્રભુપ્રેમ એ ભક્તિનુ પરિપૂર્ણ રૂપ છે

પતિપત્ની વચ્ચેનો પ્રેમ એ દૈહિક છે, સ્વાર્થમય છે, રોગી છે તે અનિત્ય છે તેને કામવિકાર કહી શકાય તેમા હલકી લાગણીઓને અવકાશ છે એ પશુવૃત્તિ છે એ ક્ષણિક છે દિવ્ય પ્રેમ તો નિત્ય, અનંત, પવિત્ર અને સર્વવ્યાપી છે તેમા વિયોગ કે વિચ્છેદનો પ્રશ્ન જ નથી. દુનિયાના ઘણા ખરા સ્ત્રીપુરુષોની બાબતમા જણાશે કે તેમના હૃદય પ્રેમથી એક થયેલા હોતા નથી, સત્યવાન-સાવિત્રી તથા અત્રિ અનસૂયાનો પ્રેમ આ દિવસોમા વિરલ જ છે પતિ અને પત્ની પોતાના સ્વાર્થી હેતુ માટે જ પરસ્પરના ખૂબ નિકટમા આવીને રહે છે, અને તેથી હાસ્ય અને બાહ્ય પ્રેમની લાગણીઓ તેમનામા દેખાય

છે, પણ તે માત્ર દેખાવ જ છે. તેમના હૃદયોની ખરેખરી એકતા થયેલી હોતી નથી, તેથી તે એની વચ્ચે હમેશા કાંઈને કાંઈ કજીઓ, તકરાર, ટંટા ફિસાદ ચાલ્યા જ કરતા હોય છે. જો ધણી બૈરીને તેની ઈચ્છા પ્રમાણે સાડી અને ઘરેણાં ન આપે, તેને સિનેમા જોવા ન લઈ જાય તો ઘરમાં કજીઆનો વાસ રહે છે. આ શું પ્રેમ કહી શકાય? આ તો સ્વાર્થી વ્યાપાર સિવાય કામવાસનાથી આકર્ષાય તો પુરુષો પ્રામાણિકતા, સ્વતંત્રતા અને ઉદાત્તતા ગુમાવે છે. તેઓ સ્ત્રીઓના ગુલામ થઈ રહે છે. આ દયાપાત્ર સ્થિતિ નથી? તેની જિંદગીની ચાવી આ પાસે રહે છે અને તે આના માટે પણ પુરુષે તેની આગળ હાથ ધરવો પડે છે! છતાં પણ ભ્રમ અને મોહથી એ કહે છે કે "મારી પત્ની બહુ પ્રેમાળ છે. તે મીરાંબાઈ જેવી છે. તે પૂજાને પાત્ર છે."

મહાન્ તત્ત્વજ્ઞાની રોબર્ટ જી. ઈન્ગરસોલ પ્રેમની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે:

જીવનના કાળા વાદળામાં પ્રેમ એ મેઘધનુષ્ય છે, શુક્રનો તારો છે. પ્રેમ એ બાળકના પારણા પર તેમજ શાંત કબર પર પોતાનો પ્રકાશ રેડે છે. તે કળાની જનની છે, અને કવિ, દેશભક્ત તથા તત્ત્વજ્ઞાનીને પ્રેરણા પાય છે. પ્રેમે જ સૌ પ્રથમ અમરત્વનું સ્વપ્નું સેવ્યું છે. તે જગતને સંગીતથી ભરી દે છે, કારણ કે સંગીત એ પ્રેમની વાણી છે. પ્રેમ એ હૃદયરૂપી અદ્ભુત પુષ્પની સુગંધ છે. પ્રેમ વિનાનો માણસ પશુથી ઊતરતો છે, પણ પ્રેમથી પૃથ્વી સ્વર્ગ બને છે અને મનુષ્યો દેવો બને છે.

## ૫. ભક્તિનું ફળ

ભક્તિ હૃદયને નરમ બનાવે છે. ભક્તિથી કામ, ક્રોધ, ઈર્ષા, અસૂયા, અહંતા નાશ પામે છે. ભક્તિ જીવનને આનંદ, મસ્તી, સુખ, શાંતિ અને જ્ઞાનથી ભરી દે છે. તેથી બધી ચિંતાઓ, અને ભયો

નાશ પામે છે; ભક્ત, જન્મ-મરણના સાંસારિક ચક્રમાંથી છૂટી જાય છે. તે અનંત સુખ, શાંતિ અને જ્ઞાનના અમર સ્થાને પહોંચી જાય છે. ઈશ્વરી પ્રેમ એ અમૃત જેવો મિષ્ટ છે, અને તેના આસ્વાદથી માણસ અમર બની જાય છે. જે સદા પ્રભુમાં જ રહે છે અને રાચે છે તે અમર થઈ જાય છે. શ્રીમદ્ ભગવદ્ ગીતાના નીચેના શ્લોકો જુઓ.

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥

એ અવ્યક્ત 'અક્ષર' એમ કહેવાય છે, અને તેને (શ્રુતિઓ) પરમગતિ કહે છે; જેને પામી જ્ઞાનીઓ (સંસારમાં) પાછા ફરતા નથી, તે મારું પરમ ધામ છે. (અ. ૮, શ્લો. ૨૧)

तत्प्रसादात् परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ।

તેની કૃપાથી તું પરમ શાંતિ અને સનાતન સ્થાન (મોક્ષ) પ્રાપ્ત કરીશ (અ. ૧૮, શ્લો. ૬૨)

जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ।

(ભક્તો) જન્મ રૂપ બંધનથી મુક્ત થઈ ઉપદ્રવરહિત (મોક્ષ) પદને પામે છે. (અ. ૨, શ્લો. ૫૧)

ઉપરના શ્લોકોમાં આવેલા 'પરમધામ,' 'શાશ્વત સ્થાન' તથા 'અનામય પદ' એ બધાં એક જ વસ્તુનો બોધ કરે છે.

## ૬. ભક્તિના ૭ પ્રકારો

ભક્તિના નીચે પ્રમાણે ૭ પ્રકારો છે

(૧) અપરા અને પરા ભક્તિ.
(૨) રાગાત્મિકા અને વિધિ ભક્તિ.
(૩) સકામ અને નિષ્કામ ભક્તિ.
(૪) વ્યભિચારિણી અને અવ્યભિચારિણી ભક્તિ.
(૫) મુખ્ય અને ગૌણ ભક્તિ.
(૬) સાત્વિક, રાજસિક અને તામસિક ભક્તિ.

રાગાત્મિકા ભક્તિને મુખ્ય ભક્તિ પણ કહે છે. પરા ભક્તિને પણ મુખ્ય ભક્તિ કહે છે. સકામ ભક્તિ એ ગૌણ ભક્તિ છે. નિષ્કામ, અવ્યભિચારિણી અને પરા ભક્તિને અનન્ય ભક્તિ કહે છે.

અપરા ભક્તિમાં ભક્ત એ નવીન ચેલો છે. તે વિધિઓ અને ક્રિયાઓ કરે છે. તે ઘંટડી વગાડે છે, મૂર્તિને ચંદન ચોપડે છે, અને પુષ્પ ધૂપ તથા નૈવેદ્ય અર્પણ કરે છે. તે એક સાંપ્રદાયિક બની જાય છે અને અન્ય દેવોને ભજનાર બીજા ભક્તો તરફ અણગમો રાખે છે.

પરા ભક્તિ એ નિર્ગુણ ભક્તિ છે અને તે ત્રણ ગુણોથી પર છે. એ પ્રભુ પ્રત્યેના વિશુદ્ધ પ્રેમનો સ્વાભાવિક અને સતત પ્રવાહ છે. એ 'અહૈતુકી' (કોઈ પણ જાતના સ્વાર્થી હેતુ વિનાની) અને 'અવ્યવહિત' (નૈસર્ગિક) છે. આવા ભક્તને દિવ્ય વિભૂતિઓ આપવામાં આવે તો પણ તે સ્વીકારતો નથી. તે તો કેવળ પ્રભુચરણકમળને ચ્છે. છે. તેને કૈવલ્ય મુક્તિ પણ ખપતી નથી. તે પ્રભુની સેવા, દર્શન અને વિશુદ્ધ પ્રેમ માગે છે. પરા ભક્તિ કરનાર ભક્ત માટે પ્રભુ એ જ સર્વસ્વ છે.

આવો ભક્ત એ વિશ્વપ્રેમી હોય છે. તેને માટે આખું વિશ્વ એ વૃંદાવન છે. તે ભક્તિ કરવા મંદિરોમાં જતો નથી, તે પોતાના ઇષ્ટદેવને સર્વત્ર વ્યાપેલો જુએ છે. તે સમદર્શી છે, તેને કોઈને માટે રાગદ્વેષ નથી. તે સર્વને, રોગ તથા દુઃખને પ્રભુના પેગંબરો માની આવકારે છે. તેનું મન હમેશાં પ્રભુચરણમાં સ્થિર થયેલું છે. તેમની ધાર માફક તેનો પ્રેમ સતત વહ્યા કરે છે. પરા ભક્તિ એ જ જ્ઞાન. ભક્તિની આ ચરમ અવસ્થા છે. નામદેવ, તુકારામ, રામદાસ, તુલસીદાસ અને હાફીઝમાં આ પરાભક્તિ હતી.

રાગાત્મિકા ભક્તિમાં સમાજનાં બંધનો કે રીતરિવાજોને સ્થાન નથી. એમાં તો દિવ્ય પ્રેમનો સતત સ્રોત વહ્યા કરે છે. આવો ભક્ત

લોકોની સ્તુતિનિંદાથી પર છે તે બાગ જેવો અગળ છે, અને દિવ્ય પ્રેમમા મગ્ન રહે છે વૈધી (વિધિપૂર્વકની) ભક્તિમા ભક્તને અનેક વિધિઓ કરવાની હોય છે, તથા કેટલાક બંધનો સ્વીકારવા પડે છે વૃંદાવનની સઘળી ગોપીઓ તથા મીરાબાઈમા રાગાત્મિકા ભક્તિ હતી. જો કે મીરા રાજરાણી હતી છતા પણ તેણે લોકમત કે સગાસંબંધીઓના કે પતિના અભિપ્રાયને મહત્વ આપી નથી જ્યાર તે કૃષ્ણપ્રેમની મસ્તીમા આવી જતી ત્યારે રસ્તામા તેમજ સામાન્ય માણસોની વચ્ચે પણ નૃત્ય કરવા લાગતી તેના હૃદયનુ ઊંડાણ સામાન્ય માણસની કલ્પનામા આવતુ નહિ. તેના હૃદયમાં ઉભરાતા અનન્ય કૃષ્ણપ્રેમનુ અંતસ્તલ બીજા ભક્તો પણ પારખી શકતા નહિ. તેનાં ભક્તિરસના કાવ્યો કૃષ્ણપ્રેમમા તરબોળ છે અને આજે પણ તે સાંભળનાર શ્રોતાજનોની આંખો અશ્રુભીની થયા વગર રહેતી નથી મેરે તો ગિરધર ગોપાલ દૂસરો ન કોઈ' એ પંક્તિ મીરાના ઉદાત્ત કૃષ્ણપ્રેમની દ્યોતક છે સામાન્ય મનુષ્ય આ પ્રભુની મીરાંને સમજી શકશે ?

ધન માટે પુત્ર માટે અગર દુ ખ નિવારવા માટે કરવામા આવતી ભક્તિને સકામ ભક્તિ કહે છે સકામ ભક્તિમાથી અંતે નિષ્કામ ભક્તિ પ્રાપ્ત થાય છે પ્રહલાદના હૃદયમા પ્રથમથી જ નિષ્કામ ભક્તિ હતી ધ્રુવમાં સકામ ભક્તિ હતી આરંભમા અપરમાના વચનથી નારાજ થઈ તે રાજ્ય મેળવવા માટે જંગલમા તપ કરવા ચાલ્યો ગયો પણ પાછળથી એને પ્રભુના દર્શન થયા પછી એ સકામ ભક્તિ નિષ્કામ ભક્તિમા પરિણમી અને તેની સર્વ કામનાઓ શમી ગઈ

થોડો વખત પ્રભુની ભક્તિ કરી પછી પુત્ર દારા અને વિત્તમા રાચવુ એ વ્યભિચારિણી ભક્તિ છે આદિ મધ્ય અને અંતમાં એક પ્રભુની જ ભક્તિ કરવી એને અવ્યભિચારિણી ભક્તિ કહે છે

સાત્વિક ભક્તિ સત્ત્વગુણ પ્રધાન હોય છે આમા ભક્ત પ્રભુ

પ્રસન્ન કરવા તથા વાસનાનો નાશ કરવા ભક્તિ કરે છે સાત્વિક, રાજસિક અને તામસિક એ ત્રણે પ્રકારની ભક્તિ ગૌણ ભક્તિ છે

રાજસિક ભક્તિ રજોગુણ પ્રધાન છે તેમા ભક્ત યશ, કીર્તિ, ધન, વગેરે મેળવવા ઈશ્વર ભક્તિ કરે છે

તામસિક ભક્તિ તમોગુણપ્રધાન છે આમા ભક્ત કામ, ક્રોધ, ઈર્ષા, અસૂયાથી ઈશ્વરભક્તિ કરે છે. શત્રુનો નાશ કરવા માટે તથા પોતાના કાર્યમાં અધર્મ સાધનોથી ફત્તેહ મેળવવા માટે જે ભક્તિ કરવામા આવે છે, તે તામસી ભક્તિ છે ચોર પ્રાર્થના કરે છે "હે ગણપતિ મહારાજ, જો આજે રાત્રે મને માલ ધન મળશે તો તને ૧૦૦ નાળિયેર ભેટ ધરીશ" આ તામસી ભક્તિનો પ્રકાર છે

પણ શાંડિલ્ય મુખ્ય અને ગૌણભક્તિનો નિર્દેશ કરે છે મુખ્ય ભક્તિ એટલે પ્રભુ પ્રત્યેની આસક્તિ, અનન્ય ભક્તિ, એકાન્ત ભાવ બીજી ભક્તિ ગૌણ ભક્તિ છે

શ્રીમદ્ ભગવદ્ ગીતામા ચાર પ્રકારના ભક્તોનો ઉલ્લેખ કરેલો છે

चतुर्विधा भजन्त मा जना सुकृतिनोर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥

"હે ભરતશ્રેષ્ઠ અર્જુન! ચાર પ્રકારના પુણ્યશાળી મનુષ્યો મને ભજે છે આર્ત (દુખી), જિજ્ઞાસુ, ધનની ઈચ્છાવાળો અને જ્ઞાની, (અ-૭ શ્લો ૧૬) આમા પહેલા ત્રણની ભક્તિ ગૌણ છે કારણ કે તે સ્વાર્થબુદ્ધિથી પ્રેરાયેલી છે, પરતુ ચોથો ભક્ત (જ્ઞાની) પવિત્ર અને નિસ્વાર્થી છે तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते। (આ ચારેમા સદા ભક્તિમા મગ્ન રહેનારો અને એકનિષ્ઠ ભક્તિવાળો જ્ઞાની ઉત્તમ છે ) આ પરા ભક્તિ છે આવા ભક્તને પ્રભુ માટે અખંડિત અને અનન્ય પ્રેમ હોય છે તે પ્રભુથી અભિન્ન છે તે પ્રભુનો લાડીલો છે, અને પ્રભુ તેના લાડીલા છે ભગવાન શ્રી કૃષ્ણ કહે છે કે

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥

" એ બધાય ઉત્તમ છે પરંતુ જ્ઞાની તો મારો આત્મા જ છે, એવો મારો મત છે, કેમ કે તે એકાગ્ર ચિત્તવાળો થઈ સર્વોત્તમ ગતિરૂપ મને જ આશ્રય કરી રહ્યો છે " ( અ–૭, શ્લો. ૧૮ ) બાળપણથી પ્રહ્‌લાદે પોતાના આત્માને જ પરમાત્મા ગણી તેનું ધ્યાન ધર્યું અને અભેદ ભક્તિ કરે છે આ ભક્તિની એક પરાકાષ્ઠા છે

જ્યારે કોઈ ભક્ત શ્રી હરિ શિવ દેવી, રામ કે શ્રી કૃષ્ણના ભક્તિ રાખતો હોય અને શ્રી હરિ એ જ શિવ છે, દેવી છે, રામ છે, શ્રી કૃષ્ણ છે એવી શ્રદ્ધા રાખતો હોય ત્યારે તેને સમન્વય ભક્તિ કહેવાય એ સમન્વયી ભક્ત છે અને તેની ભક્તિ એ એક પરાકાષ્ઠા છે તેને મન રામ અને કૃષ્ણ શિવ અને હરિ કૃષ્ણ અને દેવીમા કોઈ ભેદ નથી. તે જાણે છે અને અનુભવે છે કે રાધા એ શ્રી કૃષ્ણની, સીતા એ રામની અને દુર્ગા એ શિવની અભિન્ન શક્તિ છે નારદ પણ ભક્તિના બે પ્રકાર પાડે છે મુખ્ય અને ગૌણ ગૌણ ભક્તિના પણ ભક્તોના સત્વ, રજસ્ અને તમસ્ ગુણો પ્રમાણે ત્રણ પ્રકાર બને છે અથવા આર્ત, જિજ્ઞાસુ અને અર્થાર્થી એમ પણ ભક્તોના ત્રણ પ્રકાર પડે છે

જેમ આપણે ખુરશી ટેબલ, બારણાં બારી ખાટલા વગેરેમા લાકડું જ જોઈએ છીએ તથા ઘડા માટલાં અને કૂંડામાં માટી જ જોઈએ છીએ, તે જ પ્રમાણે આ સર્વ નામરૂપમા આપણે શ્રી કૃષ્ણને જોવા જોઈએ એને અનન્ય ભક્તિ કહે છે પરા ભક્તિ અનન્ય ભક્તિ અને અવ્યભિચારિણી ભક્તિ એ ત્રણે એક જ છે

## ૭. પાંચ પ્રકારની ઉપાસના

પ્રાચીન ઋષિમુનિઓએ મનુષ્યમા પંચમહાભૂતના તત્વોની ન્યૂ-

નાધિકના પ્રમાણે ઉપાસનાના પાંચ પ્રકાર પાડ્યા છે તે આ પ્રમાણે છેઃ ગણેશ, શિવ, હરિ, શક્તિ અને સૂર્યની ઉપાસના જેનામાં પૃથ્વી તત્ત્વ વિશેષ હોય તેણે શ્રીગણેશોપાસના કરવી જેનામાં જલતત્ત્વ વિશેષ હોય તેણે હરિ–ઉપાસના કરવી જેનામાં અગ્નિતત્ત્વ વિશેષ હોય તેણે સૂર્યોપાસના કરવી જેનામાં વાયુતત્ત્વ વિશેષ હોય તેણે શક્તિની ઉપાસના કરવી જેનામાં આકાશતત્ત્વ વિશેષ હોય તેણે શિવની ઉપાસના કરવી

## ૮. પાંચ પ્રકારની ઉપાસના

મનુષ્યની શક્તિ પ્રમાણે પાંચ પ્રકારની ઉપાસના ગણાવેલી છે. કેટલાક પંચમહાભૂતની અને ભૂતપ્રેતની ઉપાસના કરે છે આ તામસી કોટિ છે કેટલાક પિતૃઓ, ઋષિઓ અને દેવોની ઉપાસના કરે છે. કેટલાક રામ, કૃષ્ણ જેવા અવતારોની ઉપાસના કરે છે કેટલાક સગુણ બ્રહ્મની ઉપાસના કરે છે જેઓ ખૂબ આગળ વધેલા છે, તેઓ ઉપર નિર્દેશ કરેલા નિરાકાર, નિર્ગુણ, અવ્યક્ત, સચ્ચિદાનંદ બ્રહ્મની ઉપાસના કરે છે આ પણ પાંચ પ્રકારની ઉપાસના છે.

## ૯. પાંચ પ્રકારના ભાવ

ભાવ પાંચ પ્રકારના છે શાંત, દાસ્ય, સખ્ય, વાત્સલ્ય, અને માધુર્ય. આરંભ કરનાર માટે દાસ્ય ભાવ છે માધુર્ય ભાવ સૌથી કઠિન છે. એ એક પ્રકારની વેદાન્તીય સાધના છે તેમાં પ્રિય અને પ્રિયાની અભિન્નતાનો ભાવ છે શાંત, દાસ્ય અને સખ્ય એ ત્રણે ભાવો વાત્સલ્યમાં અંતર્ગત છે શાંત અને દાસ્ય ભાવ એ સખ્યમાં અંતર્ગત છે, અને શાંત ભાવ એ દાસ્યમાં અંતર્ગત છે.

## ૧૦. ભક્તિમાર્ગમાં પાંચ કંટક

ભક્તિમાર્ગમાં પાંચ કંટક રહેલા છે તે આ પ્રમાણે : જાતિનું અભિમાન, વિદ્યાનું અભિમાન, સ્થાનનું અભિમાન, સૌન્દર્યનું અભિમાન,

છેક સમીપમાં રહે તે સામીપ્ય મુક્તિ રાજાના ભાઈની માફક ભક્ત પણ પ્રભુના જેવું જ રૂપ ધારણ કરે તેને સારૂપ્ય મુક્તિ કહે છે જેમ પાણીમાં મીઠું ઓગળી એકરૂપ થઈ જાય તેમ ભક્ત પ્રભુમાં એકરૂપ થઈ જાય તેને સાયુજ્ય મુક્તિ કહે છે ભક્તિયોગમાં આ ચરમ સિદ્ધિ કહી શકાય

## ૧૬. ભક્તિનાં આઠ લક્ષણો

અશ્રુપાત, પુલક (રોમાંચ ખડા થાય તે) કંપ રુદન, હાસ્ય, પ્રસ્વેદ મૂર્ચ્છા અને સ્વરભંગ—આ આઠ દશામાં પ્રાપ્ત થતા ભક્તના લક્ષણો છે

## ૧૭. ઈશ્વરસાક્ષાત્કાર માટે આવશ્યક ગુણો.

(૧) નિષ્કામ ભક્તિ (૨) અવ્યભિચારિણી ભક્તિ, (૩) તૈલધારાવત્ ભક્તિ—જેમ એક વાસણમાંથી બીજા વાસણમાં રેડતાં તેલની ધાર સતત પડ્યા કરે છે તેવી સતત ભક્તિ (૪) સદાચાર, (૫) પ્રભુના દર્શન માટે ઉત્કટ ઇચ્છા તીવ્ર વૈરાગ્ય અને વિચાર ભક્તની ઉત્કટ ઇચ્છા કેવી હોઈ શકે? જેમ આંખમાં કાંઈ કણું પડ્યું હોય અને તે દૂર કરવા આપણે ડાક્ટર માટે અધીરા થઈ જઈએ, પાણીમાં પડેલું બાળક જેમ બહાર નીકળવા તરફડિયા મારે અને બૂમ [illegible] મૂકે પાણીની બહાર પડેલી માછલી જેમ પાણીમાં પડવા તરફડિયા મારે ઘેર આગ લાગી હોય ત્યારે જેમ માલિક બંબાવાળાને ખબર કરવા દોડધામ કરે લાંબે ગાળે પરદેશથી આવતા પતિને મળવા જેમ યુવાન પત્ની તલસાટ અનુભવે—તે જ રીતની ઉત્કટતા ભક્તમાં હોય તો તેને પ્રભુના દર્શન થાય છે

## ૧૮. ભક્તના લક્ષણો

ભક્તમાં સમદૃષ્ટિ હોય છે તેને કોઈને માટે રાગદ્વેષ હોતો

નથી તેનું ચારિત્ર્ય આદર્શરૂપ છે તેને કોઇ વ્યક્તિ સ્થાન કે પદાર્થ માટે આસક્તિ નથી તે અહંતા અને મમતાથી પર રહે છે સુખ, દુ:ખ શીત-ઉષ્ણ, સ્તુતિ—નિન્દા—એ સર્વ તેને મન સમાન છે ધનને તે લોષ્ટવત્ માને છે તેને કામકે વાસના નથી સર્વ સ્ત્રીઓ તેને મન માતા સમાન છે તેની જીભે સતત પ્રભુના નામોનો જપ ચાલુ જ રહે છે તેની વૃત્તિ હમેશા અંતર્મુખ રહે છે તે હમેશા શાન્તિ અને આનંદનો અનુભવ કરે છે

આ સાચા ભક્તો કદિ ભગવન્નામસ્મરણ કરતાં રુદન કરે છે, કદિ હસે છે કદિ આનંદિત છે, કદિ ગદ્ગદ્ વાણી બોલે છે, કદિ મસ્તીમાં આવી નૃત્ય કરે છે કદિ પ્રભુના ગુણો મધુર અવાજે ગાય છે, કદિ પ્રભુના આચરણોનું અનુકરણ કરે છે, અને કદિ આત્માનંદમાં મગ્ન બનીને શાન્ત બેસી રહે છે

શ્રીમદ્ ભાગવતમાં સ્વયં ભગવાન્ ઉદ્ધવને કહે છે—

वाग्गद्गदा द्रवते यस्य चित्तं ।
रुदत्यभीक्ष्णं हसति क्वचिच्च ।
विलज्ज उद्गायति नृत्यते च
मद्भक्तियुक्तो भुवनं पुनाति ॥ (સ્કં ૧૧ અ. ૧૪ શ્લો. ૨૪)

## પ્રકરણ ૨

## નામ શ્રદ્ધા અને પ્રેમ

### ૧. રામનામનો મહિમા

રામ કરતાં પણ શું વધારે ઉચ્ચ છે ? રામનું નામ કેવી રીતે ? શ્રી હનુમાને એક વખતે શ્રી રામચંદ્રને કહ્યું "ભગવાન, આપના કરતાં પણ એક વસ્તુ વધારે ઉચ્ચ છે." આ સાંભળી રામચંદ્રને આશ્ચર્ય થયું. તેમણે પૂછ્યું "હનુમાન, મારા કરતાં વધારે ઉચ્ચ કઈ વસ્તુ છે?" હનુમાને ઉત્તર આપ્યો "આપ તો હોડીમાં બેસીને નદી ઓળંગ્યા હતા. પણ હું તો રામનામથી સમુદ્ર ઓળંગી ગયો હતો. તો આપનું નામ આપના કરતાં વધારે ઊંચું છે."

મહાત્મા ગાંધીએ કહ્યું છે કે—

"તમારે રામનું નામ સંપૂર્ણ શ્રદ્ધા અને ભક્તિથી લેવું જોઈએ. રામાયણનો અભ્યાસ કરશો તો તુલસીદાસ તમને રામનામનો દિવ્ય પ્રભાવ સમજાવશે.

તમે કદાચ મને પૂછશો કે હું તમને રામનું જ નામ લેવાનું શા માટે કહું છું, અને ભગવાનના બીજાં નામો કેમ નહિ ? વાત ખરી છે કે ભગવાનનાં નામો સામા ઝાડ ઉપર આવેલા પાંદડાં જેટલાં અગર તેથી પણ વધારે છે. તેમાંથી ગમે તે એકાદ નામનો જપ કરવા કહું, દા. ત. God શબ્દનો જ જપ કરવા કહું. પણ એ જપ કરવાથી તમારા મનમાં શો બોધ થશે અગર કયી સંબંધક લાગણીઓ ઉત્પન્ન થશે ? 'ગોડ' શબ્દનો જપ કરતી વખતે તમારા મનમાં કાંઈક ખાસ

લાગણી ઉત્પન્ન થાય એમ કરવા માટે મારે તમને થોડુંક અંગ્રેજી શીખવવું પડે છે, તેમજ તે સાથે અંગ્રેજી પ્રજાના વિચારો અને તત્ત્વ-બધી વાતો પણ સમજાવવી પડે.

પરંતુ રામનામનો જપ કરવાનું કહેતાં હું તમને એવું નામ આપું છું કે જે આ દેશમાં અનાદિકાળથી લાખો લોકોને પરિચિત છે, જે આ દેશના પશુપક્ષીઓને, અરે પથ્થરોને પણ પરિચિત છે. અહલ્યાની વાત તો તમને ખબર છે ને? મને લાગે છે કે તમે એ વાત જાણતા નથી. હા, પણ રામાયણ વાંચતાં જ તમને એ વાત સમજાઈ જશે. તે પરથી તમે જાણી શકશો કે રામના ચરણનો સ્પર્શ થતાં રસ્તા પરનો એક પથ્થર કેવો ચેતન બની ગયો! તમે રામનામનું રટણ એટલી મીઠાશ અને ભક્તિભાવથી કરો કે પશુપક્ષીઓ પણ એ સાંભળવા અધીર બની જાય અને, રામનામના દિવ્ય સંગીતથી કંપ અનુભવી ઊઠે. પણ તમારા પર પ્રભુ કૃપા કરશે જ્યારે તમે આ કરવાને શક્તિમાન થશો ત્યારે હું તમને સાંભળવા માટે પગે ચાલીને મારા આશ્રમથી તમારે ત્યાં આવીશ. આમ મને યાત્રાનું ફળ મળશે. એ મિષ્ટ નામમાં એવો પ્રભાવ છે કે તે બધાં કષ્ટોને કાપી નાખશે.

એક વખત કબીરના પુત્ર કમાલે એક ધનિક વેપારીને તેનો પતરોગ દૂર કરવા રામનું નામ બે વખત જપવા ઉપદેશ કર્યો. આથી કબીરે તેને ઠપકો આપ્યો. કમાલે તે વેપારીને રામનું નામ બે વખત જપવા કહેલું છતાં પણ તે વેપારીનો રોગ ગયો નહિ. આથી કબીરને બહુ દુઃખ થયું અને તેમણે કમાલને કહ્યું, "તેં પેલા વેપારીને રામનું નામ બે વાર જપવાનો ઉપદેશ આપ્યો, તેથી તેં આપણા કુટુંબને કલંક લગાડ્યું છે. રામનામનો એક જ વાર જપ બસ હતો. તો હવે તે વેપારીના માથા પર જોરથી લાકડીનો પ્રહાર કર અને તેને ગંગાજળમાં ઊભો રાખી ખરા અંતઃકરણથી એક જ વાર રામનામનો

જપ કરવાનું કહે " કમાલે પિતાની આજ્ઞા માથે ચઢાવી પેલા વેપારીના માથામાં લાકડીના ખૂબ પ્રહાર કર્યા અને તેથી તેના માથામાંથી ખૂબ લોહી વહેવા લાગ્યું. પછી તે ખરા અંતઃકરણથી એક જ વાર રામનામ બોલ્યો અને તેનો રોગ મટી ગયો !

એક વખત કબીરે કમાલને તુલસીદાસજી પાસે મોકલ્યો. તુલસીદાસજીએ એક તુલસીપત્ર પર રામનામ લખ્યું. કમાલે એ પત્ર પાંચસો રક્તપીતિયાઓ ઉપર છાંટયું અને તે બધા નીરોગી બની ગયા ! આથી કમાલને ખૂબ આશ્ચર્ય લાગ્યું. વળી, એક વખત કબીરે કમાલને સુરદાસજીએ પાસેની નદીમા તરતા એક મડદાને લઈ આવવા તેને કહ્યું તે પ્રમાણે કમાલ એ મડદુ લઈ આવ્યો. સુરદાસજીએ તે મડદાના એક કાનમાં ફક્ત 'રા' કહ્યું (આખો 'રામ' શબ્દ નહિ) અને તે મડદું જીવતું થઈ ગયું ! કમાલ આ જોઈને દિગ્મૂઢ બની ગયો. રામનામનો આ પ્રભાવ છે. પ્યારા મિત્રો, સુશિક્ષિત કૉલેજયુવકો, વકીલો, ન્યાયાધીશો, અધ્યાપકો, તમારા નિર્જીવ શિક્ષણથી ફુલાઈ જશો નહિ. ખરા અંતઃકરણથી ખૂબ ભાવ અને પ્રેમપૂર્વક ભગવાનનું નામ લો, તો તમને આજકાલે પરમ સુખ, શાંતિ, જ્ઞાન અને અમરત્વનો અનુભવ થશે.

કબીર કહે છે "જો કોઈ સ્વપ્નમા પણ રામનામ લેશે તેને હુ મારી ચામડીના જોડા બનાવીને પહેરાવીશ"

પ્રભુના નામનો મહિમા કોણ વર્ણવી શકે ? પ્રભુનાં પવિત્ર નામોનો મહિમા અને પ્રભાવ કોણ સમજી શકે ? ખરેખર પ્રભુના નામનો મહિમા પાર્વતીજી પણ પૂરો વર્ણવી શક્યા નથી જ્યારે માણસ પ્રભુનુ નામ ગાય છે અગર સાભળે છે ત્યારે તે અન્તઃપણે એક ઉચ્ચ પવિત્ર ભૂમિકા જઈ બેસે છે. તે દેહનું ભાન ભૂલી જાય છે તે આનંદમા મસ્ત બની પ્રભુનામનુ અમૃત પીએ છે. પ્રભુના નામનો જપ કરવાથી

ભક્તને સર્વત્ર પ્રભુનું સાનિધ્ય જણાય છે. પ્રભુનું નામ કેવું સરસ છે! તેનો પ્રભાવ કેટલો બધો છે! પ્રભુનું નામ લેનારને કેટલો આનંદ, કેટલી શાંતિ અને કેટલું બળ પ્રાપ્ત થાય છે! જેઓ પ્રભુનું નામ લે છે તેઓ ખરેખર બડભાગી છે, કારણ કે તેઓ જન્મમરણના ફેરામાંથી મુક્ત થઈ પરમ આનંદ પ્રાપ્ત કરશે.

## ૨. શ્રદ્ધા બડી ચીજ છે.

પરમાત્માના સાક્ષાત્કાર માટે શ્રદ્ધા એ સૌથી પહેલું પગથિયું છે. શ્રદ્ધા વિના આ પવિત્ર માર્ગમાં એક પગલું પણ આગળ વધી શકાય નહિ. આ શ્રદ્ધા તે જીવંત શ્રદ્ધા જોઈએ, અનન્ય શ્રદ્ધા જોઈએ. શ્રદ્ધાની જરા પણ ખામી આ માર્ગમાં હાનિકર્તા છે. શ્રદ્ધાથી ભક્તિ ઉત્પન્ન થાય છે. પ્રભુના ધામમાં જવા માટે શ્રદ્ધાનો દરવાજો પસાર કરવો પડશે પરમાત્માના જ્ઞાનનું એ પ્રથમ પગથિયું છે. શ્રદ્ધાથી માણસને બળ પ્રાપ્ત થાય છે અને ચિંતાઓ નષ્ટ થાય છે. શ્રદ્ધા એ અકસીર માનસિક દવા છે

આધ્યાત્મિક માર્ગમા વિચરનાર દરેક જિજ્ઞાસુ માટે શ્રદ્ધા એ આવશ્યક ગુણ છે. કર્મયોગ, ભક્તિયોગ, રાજયોગ કે જ્ઞાનયોગ ગમે તે યોગનામાર્ગે વિચરનાર માટે શ્રદ્ધા ખૂબ આવશ્યક છે. જેનામાં શ્રદ્ધા નથી, તેનામાં ભક્તિ નથી શ્રદ્ધા નહિ તો જ્ઞાન નહિ. દરેક જિજ્ઞાસુને પ્રભુના અસ્તિત્વમાં, ગુરુના ઉપદેશમાં, વેદોમાં અને પોતાનામાં શ્રદ્ધા હોવી જ જોઈએ. આખું વિશ્વ ફક્ત શ્રદ્ધા ઉપર જ ચાલે છે. રાજાને પોતાના દિવાન ઉપર શ્રદ્ધા છે. પતિને પત્ની ઉપર શ્રદ્ધા છે. દુકાનદારને પોતાના ઘરાકો પર શ્રદ્ધા હોય છે દરદીને ડાક્તર પર, અસીલને વકીલ પર અને ઈજનેરને પોતાના કારકૂન પર શ્રદ્ધા હોય છે.

જ્ઞાનમાર્ગમાં મુક્તિને માટે સાધનચતુષ્ટય આવશ્યક છે તેમાં એક સાધન તરીકે ષટ્સંપત્તિ ગણાવેલી છે અને તેમા પણ શ્રદ્ધા

એ મુખ્ય સંપત્તિ છે. રાજયોગના પ્રણેતા મહર્ષિ પતંજલિએ શ્રદ્ધા પર ખૂબ ભાર મૂક્યો છે. તેમણે કહ્યું છે કે—

श्रद्धा वीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम् ।

—બીજાઓને (આ સમાધિ) શ્રદ્ધા, વીર્ય, સ્મૃતિ, એકાગ્રતા અને સદસદ્ વિવેકમાંથી આવે છે (પ્ર૦ ૧–૨૦) તેમણે આ સૂત્રમાં શ્રદ્ધાને સૌથી પ્રથમ મૂકી છે, અને આ રીતે તેને અગ્રસ્થાન આપેલું છે. જો માણસમાં શ્રદ્ધા હોય તો વીર્ય, સ્મૃતિ વગેરે પોતાની મેળે જ તેને પ્રાપ્ત થાય છે. શ્રદ્ધાવાન્ મનુષ્ય પોતાની બધી શક્તિઓ ભેગી કરશે અને પરમ તત્ત્વ જાણી લઈ તેનો સાક્ષાત્કાર કરવા પ્રયત્ન કરશે. આ સંબંધમાં ગીતાના શબ્દો આ રહ્યા:

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥

(અ ૪, શ્લો ૩૯–૪૦)

શ્રદ્ધાવાન્, તત્પર અને જિતેન્દ્રિય પુરુષ જ્ઞાન મેળવે છે. જ્ઞાન પામીને તરત તે પરમ શાન્તિ પામે છે (૩૯) પરંતુ અજ્ઞાની તથા શ્રદ્ધા વિનાનો માણસ સંશયમય રહી નાશ પામે છે. સંશયવાળાને આ લોક નથી, પરલોક નથી અને સુખ નથી (૪૦)

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥

अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥

આ પરમાત્માને કેટલાક મનુષ્યો પોતાની મેળે ધ્યાન દ્વારા પોતાનામાં જુએ છે કેટલાક સાંખ્ય યોગથી અને કેટલાક કર્મયોગથી જુએ છે

પરંતુ આ પ્રમાણે નહિ જાણનારાઓ બીજા કેટલાક પાસેથી (ઉપદેશથી) સાંભળીને ઉપાસના કરે છે અને આમ સાંભળનાર આધીન મૃત્યુને તરી જાય છે (અ ૧૩, શ્લો ૨૫-૨૬)

ધ્રુવને પોતાની માતાના વચનમાં શ્રદ્ધા હતી તેથી તે અરણ્યમાં ગયો અને પ્રખર તપ કરી હરિના દર્શન પામ્યો. જ્યારે પંડિતે ઉપદેશ આપ્યો કે—“ભગવાનનું નામ લઈ હજારો માણસો સહેલાઈથી સમુદ્ર તરી ગયા છે, તો તું આ નાની નદી તરી શકીશ નહિ?” આ ઉપદેશ સાંભળીને ભરવાડણ ભગવાનનું નામ લઈ નદી તરી ગઈ. પણ અશ્રદ્ધાળુ પંડિત જેણે ભરવાડણને રામનામનો ઉપદેશ આપ્યો હતો તે જ્યારે નદીમાં ઊતર્યો ત્યારે તે ડૂબવા લાગ્યો પ્રહ્લાદને નારાયણમાં અપૂર્વ શ્રદ્ધા હતી તેથી તેને નારાયણનો અનુગ્રહ મળ્યો. હરિના નામથી અગ્નિ બરફ જેવો શીતળ બની ગયો મીરાંને પોતાના ગિરધર ગોપાલમાં અમાપ શ્રદ્ધા હતી તેથી તેને આપેલો ઝેરનો પ્યાલો અમૃતનો પ્યાલો બની ગયો

જીવન એટલે શ્રદ્ધા અને પ્રકાશ શ્રદ્ધા વિનાનું જીવન પાંગળું છે અને પ્રકાશ વિનાનું આંધળું છે આજે આ શ્રદ્ધાના સર્જનાત્મક બળની આપણને જરૂર છે આ શ્રદ્ધા એવી હોવી જોઈએ કે તેને દલીલની જરૂર રહેતી શ્રદ્ધા નથી આપણામાં વિદ્યુત્ સંચાર કરે છે, આપણા માર્ગમાંના બધા જ વિઘ્નોનો નાશ કરે છે, આનંદથી જીવનને ભરી દે છે, અને મનુષ્યમાં રહેલી દિવ્યતાને પ્રગટાવે છે સંપૂર્ણપણે શ્રદ્ધાવાન્ થાઓ તમારા હૃદયમાં પરિપૂર્ણ પ્રકાશ થશે જો બુદ્ધિ જીવનના આદર્શો શોધી શકે છે તો શ્રદ્ધા તે આદર્શોને જીવંત રાખે છે આદર્શનો

સાક્ષાત્કાર કરવાનો સતત પ્રયત્ન એ જીવનનો આનંદ છે અને જ્યાં સુધી આ દિવ્ય શ્રદ્ધાનો ઉદય આપણામાં નહિ થાય ત્યાં સુધી કોઈ પણ નવીન પ્રાગટ્ય, સાક્ષાત્કાર કે નૂતન જીવન પ્રાપ્ત થવાનું નથી

દુસંગ, કામ લોભ, પુત્રરાગ અને વિત્તનો મોહ, તથા અપથ્ય ખોરાક એ શ્રદ્ધાના શત્રુઓ છે તેઓ વિવેકને કુંઠિત કરે છે અને સ્મૃતિનો નાશ કરે છે તેઓ મન પર કુસંસ્કારો પાડે છે અને તેને અપવિત્ર બનાવે છે શ્રદ્ધાનું બીજ નીચેના સાધનો વડે નખાય છે, વિકસે છે અને પુષ્ટ બને છે ભાગવત રામાયણ, ગીતા યોગવાસિષ્ઠનું અધ્યયન, સાધુઓ અને મહાત્માઓનો સમાગમ પ્રયાગ, ઋષિકેશ અયોધ્યા, વૃંદાવન, ગો[illegible] બદ્રીનારાયણ જેવા તીર્થક્ષેત્રોમાં નિવાસ અને સંતોની સેવા પ્રાર્થના જપ, મંત્રોચ્ચારણ પ્રભુના નામોનું ભજન અને કીર્તન, ધ્યાન, જેમણે આત્મસાક્ષાત્કાર કર્યો છે એવા મહાત્માઓનું સ્મરણ અને તેમના ઉપદેશોનું અનુશીલન, ઉપવાસ યાત્રા અને અને ગુરુનો સમાગમ

બાળક નામદેવની સંપૂર્ણ શ્રદ્ધાનો વિચાર કરો! તેના બાપે વિઠોબાને નૈવેદ્ય ધરાવવાનું કહેલું તે પ્રમાણે નામદેવે વિઠોબાની મૂર્તિ આગળ નૈવેદ્ય મૂક્યું અને કહ્યું કે 'હવે ખાઓ' પણ જ્યારે મૂર્તિએ નૈવેદ્ય ખાધું નહિ ત્યારે તે રડવા લાગ્યો ખૂબ રડ્યો આખરે મૂર્તિમાંથી ભગવાન સાક્ષાત્ સ્વરૂપે નીકળી નૈવેદ્ય આરોગ્યું જ્યારે નામદેવ ખાલી થાળી લઈ ગયો ત્યારે તેના પિતાએ પૂછ્યું 'નામદેવ, નૈવેદ્ય ક્યાં?' નામદેવે ઉત્તર આપ્યો 'વિઠોબા જમી ગયા' આ સાચી શ્રદ્ધા છે!

વિશ્વામિત્ર ઋષિની અદ્ભુત તપ યોગસિદ્ધિઓ રણક્ષેત્રમાં નેપોલિયનની જીતો મહાત્મા ગાંધીજીની કર્મયોગ અને યમનિયમની

સિદ્ધિઓ તુલસીદાસ, રામદાસ, ગૌરાંગદેવ, શ્રી શંકર, વામદેવ અને જગન્નાથ જેવા મહાત્માઓના અલૌકિક ચરિત્રો એ બધાનું એક જ સરળ રહસ્ય છે અને તે શ્રદ્ધા.

શ્રદ્ધાથી અનેક ચમત્કારો થઈ શકે છે શ્રદ્ધાથી પર્વતો હાલી જાય છે જ્યાં બુદ્ધિ કુંઠિત થઈ જાય છે ત્યાં શ્રદ્ધા કામ આપે છે શ્રદ્ધાવાળા માણસ માટે આ પૃથ્વી પર કશું અશક્ય નથી માટે મિત્રો પરમાત્મામાં, રામનામના પ્રભાવમાં, વેદશાસ્ત્રો અને ગુરુના ઉપદેશમાં અને ઉપર તમારા પોતાનામાં અટલ શ્રદ્ધા રાખો જીવનમાં અને આ ભવસાગરમાં આ એક જ મહાન આરો છે

## ૩. વિશ્વપ્રેમનો યોગ

પ્રેમ કરતાં બીજો કોઈ મોટો સદ્ગુણ નથી પ્રેમ કરતાં અધિક કોઈ ખજાનો નથી પ્રેમ કરતાં ઉચ્ચતર કોઈ જ્ઞાન નથી પ્રેમ કરતાં મહાન કોઈ ધર્મ નથી પ્રેમ સત્ય છે, પરમેશ્વર છે આ જગત પ્રેમથી ઉત્પન્ન થયું છે, પ્રેમથી જીવે છે અને અંતે પ્રેમમાં જ લય પામશે ભગવાન પ્રેમનું સ્વરૂપ છે ભગવાનના આ જગતમાં અણુએ અણુમાં તેનો પ્રેમ રહેલો છે

તમારી તરસ છીપાવનાર સ્વાદિષ્ટ ફળોનો રસ, તમારી ભૂખ ભાંગનાર સ્વાદિષ્ટ શાકપાન અને ખાદ્ય પદાર્થો, તમારા શરીરને ઢાંકનાર રેશમી વસ્ત્રો, જગતને પ્રકાશ આપનાર સૂર્ય ચંદ્ર અને તારાઓ, દિવ્ય મહિમા દર્શાવનાર પર્વતો અને સમુદ્રો, દિવ્ય સૌંદર્યો, તમારા બાગોમાં ખીલતાં રંગબેરંગી સુંદર ફૂલો અને અનેક સુગંધો, તમને શાંત નિદ્રા લાવનાર સંગીત અને જગતમાં આનંદ આપનાર દરેકે દરેક વસ્તુ પ્રભુએ સર્જેલી છે જ્યારે થાકીને તમે રાત્રે સૂઈ જાઓ છો ત્યારે

પ્રભુ તમને અંધારામાં ટાંકી દઈ તેમના મધુર પ્રેમમાં તમને લઈ જાય છે અને તમારો થાક ઉતારી તાજગી બક્ષે છે. રાતના અંધારામાં પ્રભુ તારાઓનું રૂપ લઈ તમારા માર્ગમાં પ્રકાશ પાથરે છે. પ્રભુ પ્રેમનો મહાસાગર છે. એણે ઉત્પન્ન કરેલા આ અદ્દભુત વિશ્વનું રહસ્ય તમને સમજાય છે? પ્રાણી માત્ર તરફની તેની અનુપમ ઉદારતા અને અદ્દભુત પ્રેમનો તમને ખ્યાલ આવે છે? તે નોકર ચાકરના રૂપમા તમારી સેવા કરે છે. ડાક્તરના રૂપમાં તે તમને દવા આપે છે. તમારી જરૂરીઆતો માટે તેણે ઔષધિઓનું રૂપ ધારણ કર્યું છે. પ્રભુ એ જ દવા, દર્દી, ડાક્તર, રોગ અને ચમચો છે જ્યારે પરમ પ્રેમથી તમારું હૃદય ઉભરાઈ જશે ત્યારે આતુ રહસ્ય તમારી આંખ આગળ છતું થશે.

માનવપ્રેમ એ જ પ્રભુપ્રેમ છે. મનુષ્ય એ પ્રભુની જ પ્રતિકૃતિ છે. મનુષ્ય પ્રભુનો અંશ છે. ગીતામાં કહ્યું છે કે—

> ममैवांशो जीवलोके जीवभूत सनातन ।
> मन षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ।

(અ. ૧૫, શ્લો. ૭)

"આ જીવલોકમા મારો જ સનાતન અંશ જીવ થઈને પ્રકૃતિનાં રહેલી પાંચ ઇંદ્રિયો અને મનને (પોતાના તરફ) આકર્ષે છે."

> अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥

(અ. ૮, શ્લો. ૪)

"હે દેહધારીઓમાં શ્રેષ્ઠ (અર્જુન), હુ વાસુદેવ જ આ દેહમાં અધિયજ્ઞ છુ" પ્રેમ એ ધર્મની પરાકાષ્ઠા છે દાન, સમાજસેવા, માનવતા, સમાજવાદ, સામ્યવાદ અને આવા બીજા 'વાદો' નો મૂળ હેતુ વિશ્વપ્રેમ વિકસાવવાનો અને હૃદયની વિશાળતા કરવાનો હોય છે. થિયોસોફી વિશ્વબંધુત્વની ભાવના વિષે કહે છે અને વિશ્વપ્રેમના રજુઆતથી

વિશ્વપ્રેમની વાતો કરવી સહેલી છે પરંતુ વ્યવહારમાં તો તમે નિષ્ફળ જાઓ છો. જો કોઈ તમારી નિન્દા કરે અને કઠોર શબ્દો બોલે તો તમે તરત જ મગજનું સમતોલપણું ગુમાવી બેસો છો. ઉશ્કેરાઈ જાઓ છો, ગુસ્સે થાઓ છો અને તેને તેવો જ સામો જવાબ આપવા મંડો છો. આ વિશ્વપ્રેમ કહેવાય ? જ્યારે બીજાઓને દુઃખી જુઓ છો ત્યારે તેમને પૈસા કે વસ્તુઓ આપતાં તમે અચકાઓ છો. જે સાધક વિશ્વપ્રેમ વિકસાવવા, અને તે દ્વારા પ્રભુનો સાક્ષાત્કાર કરવા ઇચ્છે છે તે જીવવા પૂરતાં સાધન ઉપરાંત કશું જ પોતાની પાસે રાખી શકે નહિ અને જરૂર પડે તો તેટલું સાધન પણ અન્યને આપી દઈ સ્વેચ્છાએ અને આનંદપૂર્વક દુઃખ સહન કરવાને તૈયાર રહે. તેના મનમાં ખરેખરો આનંદ થવો જોઈએ કે પ્રભુએ તેની સેવા કરવા માટે આવો અનન્ય અવસર તેને આપ્યો છે. લોકો વિશ્વપ્રેમની વાતો કરે છે પણ વ્યવહારમાં તે આચરી શકતા નથી. ઓઠ હલાવીને પ્રેમ દર્શાવવો એ સાચો પ્રેમ નથી, પણ ઢોંગ છે. જેમણે શુદ્ધ વિશ્વપ્રેમ જીવનમાં ઉતાર્યો છે એવા તો કોઈક વિરલ મહાત્મા જ હોય છે. જે પોતાનામાં વિશ્વપ્રેમ વિકસાવવા માગતા હોય તેમણે ક્ષમા, ધૈર્ય, ખંત સહનશીલતા, ઉદારતા, ઋજુતા, દયા, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય નિરભિમાનતા વગેરે સાત્ત્વિક ગુણો કેળવવા જોઈએ. તેમણે લાંબા સમય સુધી નિઃસ્વાર્થપણે જનતા-જનાર્દનની અર્થાત્ સેવા કરવી જોઈએ. આ ગુણો કેળવાય તો જ તેનામાં વિશ્વપ્રેમનો ઉદય થાય બાકીનો બધો મિથ્યા પ્રલાપ જ છે એમ સમજવું

જે વિશુદ્ધ પ્રેમ હૃદયમાં ઉત્પન્ન થઈ જગતના સર્વ પ્રાણી માત્રને આવરી લે છે તે ખરેખર આત્મસાક્ષાત્કારનું ફળ છે. ભગવાન શ્રીકૃષ્ણના આ શબ્દો યાદ કરો

> सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
> ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

પ્યારા દોસ્તો! જો તમારે પરિપૂર્ણતા પ્રાપ્ત કરવી હોય, અનંત શાંતિ અને સુખ ભોગવવું હોય, અમર થવું હોય તો વિશુદ્ધ દિવ્ય પ્રેમ કેળવો પ્રાણીમાત્રની સેવા અને તેમના પ્રત્યે પ્રેમ દાખવીને તમે પ્રેમ સાધી શકશો. ફક્ત પ્રેમ જ તમને મુક્તિ અપાવશે, પ્રેમ જ તમને સુખ અને અમરત્વને સામે પાર લઈ જશે, જ્યાં દુઃખ કે શોકનું નામ નિશાન નથી.

પ્રેમમાં જીવો, પ્રેમમાં શ્વાસ લો, પ્રેમમાં ગાઓ. પ્રેમમાં ખાઓ પ્રેમમાં પીઓ પ્રેમમાં ચાલો પ્રેમમાં વાર્તાલાપ કરો પ્રેમમાં પ્રાર્થના કરો પ્રેમમાં ધ્યાન કરો પ્રેમમાં વિચાર કરો પ્રેમમાં ફરો પ્રેમમાં લખો પ્રેમમાં મરો પ્રેમના અગ્નિમાં તમારાં મન, વાણી અને કર્મને વિશુદ્ધ કરો પ્રેમના પવિત્ર જળમાં ખૂબ સ્નાન કરો પ્રેમનું અમૃત આરોગો અને પ્રેમમૂર્તિ બનો

પ્રેમની દિવ્ય જ્યોત તમારા સૌમાં પ્રકાશ પાથરો! આપણે બધા વિશ્વબંધુત્વ અને વિશ્વપ્રેમ સાધીએ! આપણે સર્વમાં પ્રભુને નિહાળીએ અને તેમનાં જ દર્શન કરીએ! આપણું સર્વસ્વ બીજા સાથે વહેંચી આપણે તેનો ઉપભોગ કરીએ! આપણે હંમેશા મિષ્ટ અને પ્રેમાળ વાણી બોલીએ! સાચા પ્રેમથી આપણે જનતાની સતત સેવા કરીએ! વિશ્વપ્રેમ એ જ આપણા જીવનનું ધ્યેય બનો! પ્રેમ સ્વરૂપ અને જીવનના આનંદરૂપ બંસીધર ભગવાનનું આપણાથી વિસ્મરણ ન થાઓ! રાધાની માફક આપણે પણ સર્વદા તેનો મહિમા ગાઈએ અને ઓમ્ નમો ભગવતે વાસુદેવાય એ મંત્રનો જપ કરીએ! પ્રભુના આશિષ આપણા સૌ ઉપર ઊતરો!

## શ્રીકૃષ્ણની બંસી

વૃંદાવનમાં યમુનાતીરે કદમ્બતરુ તળે હાથમાં બંસી લઈને ઊભેલા મારા જીવન સર્વસ્વ, પ્રિય, પ્રેમાળ સખા, રાધાપતિ શ્રીકૃષ્ણનાં

દર્શન કરી એક પૂર્ણિમાની રાત્રે તેમણે મધુર બંસી બજાવી એ બંસીનાદ સાંભળી વ્રજની સૌ ગોપીઓ પોતપોતાના કામ છોડીને ઉછળતી અને દોડી આવીને પ્રભુના રંગમાં ખરી થઈ કેટલીક તો ધાવતા બાળકને મૂકીને આવી હતી કેટલીક પતિની સેવા છોડીને આવી હતી બધી જ પોતપોતાનું કામ અધૂરું મૂકીને બંસીનો નાદ સાંભળી બહાર નીકળી ગઈ અને જેમ તેવી સ્થિતિમાં આવીને શ્રીકૃષ્ણ પાસે પહોંચી ગઈ શ્રીકૃષ્ણ એ એમનું સર્વસ્વ હતા શ્રીકૃષ્ણ વિના તેઓ એક ક્ષણ પણ રહી શકે તેમ હતું નહિ

શ્રીકૃષ્ણનું બધું જ વક્ર હોય છે તે વાંકા (ત્રિભંગી) ઊભા રહે છે તે બંસી પણ વાંકી જ વગાડે છે જે વૃન્દાવનમાં એ રહેતા તેની કુંજગલીઓ વાંકી જ છે યમુના વાંકી છે કૃષ્ણનું ચરિત વક્ર છે તેમની રાજનીતિ વક્ર (કુટિલ) છે તેમનું તત્ત્વજ્ઞાન વક્ર છે છતાં પણ તેમનું વ્યક્તિત્વ અલૌકિક અને ભવ્ય છે તે પ્રેમની મૂર્તિ છે, સંપૂર્ણ યોગ્ય છે તે સોળ કળાએ પૂર્ણાવતાર છે કૃષ્ણને સમજવા કોણ સમર્થ છે?

જગતના બધા જ સંતો, મહાત્માઓ અને યોગેશ્વરોમાં શ્રીકૃષ્ણ અને શ્રી શંકર આદર્શ બન્યા છે તેઓ પરિપૂર્ણ હતા તેઓ સાચા ભક્ત હતા કર્મયોગી રાજયોગી, જ્ઞાનયોગી હતા તેમણે જગતને કર્મ, ઉપાસના, જ્ઞાન અને યોગનો ઉપદેશ આપ્યો છે ગીતામાં આ ચારે યોગનો સમન્વય કરેલો જણાશે કૃષ્ણ ભગવાને મહાભારતના યુદ્ધમાં અર્જુનનો રથ હાંક્યા, વૃન્દાવનની કુંજગલીઓમાં ગોપીઓ સાથે રાસ રમ્યા, ઉદ્ધવ તથા અર્જુનને યોગ તથા જ્ઞાન શીખવ્યાં શ્રી શંકરાચાર્યે બૌદ્ધોને હરાવ્યા અને રાજાના મૃત શરીરમાં પેસી પરકાયાપ્રવેશની સિદ્ધિ મેળવી, ભગવાનનાં સ્તોત્રો તથા દક્ષિણામૂર્તિ સ્તોત્રો ગાયાં, ભારતની ચાર દિશાએ મઠ સ્થાપ્યા અદ્વૈત વેદાન્તની

પ્રતિજ્ઞા કરી, મંડનમિશ્રનો પરાભવ કર્યો અને દિગ્વિજય કર્યો. હજુ
જગતમા શંકરાચાર્ય જેવો મહાપંડિત થયો નથી. આનુ નામ
પરિપૂર્ણતા કહેવાય. એમા બુદ્ધિ, હૃદય અને કર્મનો સપૂર્ણ વિકાસ
થયેલો જણાય છે.

જગતમા કોઈ પણ પુરુષ સંપૂર્ણ પુરુષ નથી. તેમ કોઈ પણ
સ્ત્રી સપૂર્ણ સ્ત્રી નથી. સર્વત્ર પુરુષ અને સ્ત્રીના ગુણોનુ મિશ્રણ
જણાશે. કેટલાક પુરુષો એવા છે કે જેમનામા સ્ત્રૈણ ગુણો આગળ
પડતા જણાય છે, અને આવા ઘણા પુરુષો છે. તે જ પ્રમાણે કોઈપણ
માણસ કેવળ બુદ્ધિમય કે કેવળ લાગણીમય હોતો નથી. બન્નેનુ મિશ્રણ
દરેકમા હોય છે. કેટલાક વધારે બુદ્ધિમાન હોય છે, જેમનામા બુદ્ધિ
શક્તિ વધારે વિકસેલી હોય છે. કેટલાકમા લાગણીઓ વધારે પડતી
હોય છે. તેમનુ હૃદય વધારે વિકાસ પામેલુ હોય છે. કેટલાક મૂર્ખ
અને શુષ્ક વેદાતીઓ જેઓ પોતાને અદ્વૈતવાદી કહેવડાવે છે. તેઓ
સંકીર્તન અને નૃત્યની નિન્દા કરે છે. મહાન્ વેદાન્તી સ્વામી રામતીર્થ
એક વખત મસ્તીમા આવીને પગે ઘૂઘરા બાધીને બ્રહ્મપુરી અરણ્યમા
નાચ્યા હતા! તેમનામાં બુદ્ધિ અને હૃદયનો સુંદર સમન્વય થયો હતો.
ગૌરાગ પ્રભુ મહાન્ પંડિત હતા. નૈયાયિક હતા. તેઓ પણ સંકીર્તન
અને નૃત્ય કરતા. તેમના બુદ્ધિ અને હૃદય બંને વિકાસ પામ્યા હતાં.
નૃત્ય એક ચોક્કસ શાસ્ત્ર છે. એ આધ્યાત્મિક અને દિવ્ય છે. નૃત્ય
શાસ્ત્રના પ્રણેતાઓ શ્રીકૃષ્ણ અને શિવજી છે. નૃત્યમા છ ભાવો વ્યક્ત
કરવાના હોય છે. એ ભાવો આ પ્રમાણે છે, ઉત્પત્તિ, વિનાશ, ગતિ,
અગતિ, વિદ્યા અને અવિદ્યા. હાથમા બંસી લઈને ઊભેલા ભગવાન્
શ્રીકૃષ્ણ આ છએ ભાવો પોતાનામા વ્યક્ત કરે છે. અરે શુષ્ક વેદાતી
મિત્રો, અભિમાન છોડી દો અને નમ્ર થાઓ. શુષ્ક વાદવિવાદનો ત્યાગ
કરો. બુદ્ધિ, હૃદય અને કર્મનો વિકાસ સાધી સંપૂર્ણ બનો. જ્યા સુધી

હૃદયનો વિકાસ થયો નથી, ત્યાં સુધી તમારી મુક્તિ માટે આશાનું એક પણ કિરણ નથી. પ્રિય મિત્રો, આ વાત ધ્યાનમાં રાખો.

શ્રી કૃષ્ણની બંસી એ મુક્તિ અથવા પ્રણવની સૂચક છે. તેમણે આ બંસી દ્વારા પ્રેમનો ઉપદેશ કર્યો છે તેમની બંસીમાંથી નીકળતા એ પ્રકારના ધ્વનિમાંથી જગત પેદા થયું છે. તે જમણા પગના અંગૂઠા પર ખડા છે. આ एकमेवाद्वितीयम्, એક અને અદ્વિતીય એ ઔપનિષદિક વચનનું પ્રતિક છે., એ ત્રિભંગ સ્થિતિમાં ઊભા રહે છે એ જગતની ઉત્પત્તિમાં રહેલા ત્રણ ગુણોનું સૂચક છે. એ રાધા સામે જુએ છે અને પ્રકૃતિમાં સંચાર. શરૂ થાય છે. આમ એ મહાન પ્રતિક છે જે કમળ પર તે ઊભા છે તે જગતનું સૂચક છે.

આધ્યાત્મિક અર્થમાં હૃદય એજ વૃન્દાવન છે, મન એ રાધા છે, ઇન્દ્રિયો એ ગોપીઓ છે. હૃદયમાંથી જે અનાહત ધ્વનિ નીકળે છે તે કૃષ્ણની બંસીમાંથી નીકળતુ મધુર સંગીત છે સત્સંકલ્પ એ પરમ ધર્મ છે. શ્રી કૃષ્ણ પરબ્રહ્મ છે પંચપ્રાણ એ પાંચ કિલ્લા છે. પ્રાણ એ દરવાન છે ષડ્ચક્રો એ દરવાજા છે અમરત્વ એ યમુના છે બ્રહ્મરંધ્ર એ કલ્પવૃક્ષ છે. મન બ્રહ્મમાં લીન થાય છે એ રાધા અને કૃષ્ણનો યોગ થાય છે આ રાસલીલા

એક વખત રાધાજીએ કૃષ્ણને પૂછ્યુ., "પ્રિય! મારા કરતા બંસી તમને કેમ વધારે વહાલી છે? એણે એવા તે શાં પુણ્ય કર્યાં છે કે તે હમેશાં તમારા અધરનુ પાન કરે છે? પ્રભો, આનુ રહસ્ય મને સમજાવો" શ્રી કૃષ્ણે ઉત્તર આપ્યો "આ બંસી મને ખૂબ પ્રિય છે, કારણ કે તેનામાં અલૌકિક ગુણ રહેલો છે મે તેને અધર પર મૂકી તે પહેલાં તેણે પોતાની અહંતા ખાલી કરી નાખી હતી તે સંપૂર્ણ રીતે પોલી છે અને તેથી મારે એમાંથી જે રાગ કે રાગિણી કાઢવા હોય તે કાઢી શકું છું ને તમારામાં

પણ આજ જાતની નિરહંતા હોય, સંપૂર્ણ આત્મસમર્પણ હોય તો તમને પણ હું બંસીના જેટલાંજ ચાહું."

આપણું શરીર એ ભગવાન શ્રીકૃષ્ણની બંસી છે. જો આપણે તેમાંથી અહંતા કાઢી નાખી સંપૂર્ણ આત્મનિવેદન કરીએ તો તે આપણી આ બંસીમાંથી સુંદર મધુર રાગો કાઢશે. પ્રભુની ઇચ્છા એ જ આપણી ઇચ્છા હોવી જોઈએ. આપણી સ્વતંત્ર ઇચ્છા હોઈ શકે નહિ. તો જ તે આપણાં સાધનો-મન, શરીર અને ઇંદ્રિયોને સન્માર્ગે દોરશે. પછી તમને કશી ચિંતા રહેશે નહિ, પણ સંપૂર્ણશાંતિ પ્રાપ્ત થશે. જગતમાં તમે સાક્ષી તરીકે વિચરશો ત્યારે તમારી સાધના ખૂબ જલદી આગળ વધશે કારણ કે પ્રભુની ઇચ્છા અથવા અનુકંપા તમારામાં આવી કાર્યો કરશે. ખરેખર, તમારે કશી સાધનાની જરૂર જ રહેશે નહિ. પણ એ આત્મસમર્પણ સંપૂર્ણ હોવું જોઈએ, હૃદયના પૂરેપૂરા ભાવથી હોવું જોઈએ. બંસીનું દૃષ્ટાંત સમજો અને તેનો માર્ગ અપનાવો. જો શ્રી કૃષ્ણના ચરણકમળમાં તમે સંપૂર્ણ શરણાગતિ લીધી હશે તો તમે અનંત શાંતિ, સુખ અને પ્રકાશના પ્રદેશમાં પહોંચી ગયા છો એમ સમજો ત્યારે તમને એવો આનંદ પ્રાપ્ત થશે કે જેનો અંત નથી. તમે અજર અને અમર બની જશો. તમે એવા અભય સ્થાને પહોંચ્યા છો કે જ્યાં અંધકાર, શંકા, શોક, દુ:ખ કે મોહ સંભવી શકતાં નથી.

પ્રિય અમર આત્માઓ, શ્રીકૃષ્ણ ભગવાન હજુપણ વૃંદાવનની ગલીઓમાં ફરે છે. જો તમે ખરેખર તેના દર્શન માટે ઉત્સુક હો તો તે તમને સેવાકુંજમાં મળશે. એ વ્રિજરાજ ત્રણે જગતનો મહારાજા છે. મીરાં, સુરદાસ અને બીજા અનેક ભક્તોની માફક તમને પણ હૃદયના ઉમળકાથી ભેટવા તે હાથ લાંબા કરી ઊભો છે. તમારાં મનને પવિત્ર બનાવો, વાસનાઓ તથા અહંતાનો ક્ષય કરો. વૃંદાવનના એ બંસી-

વાળા બાંકે બિહારીની બંસીને ફરી શ્રવણ કરો, એની ગીતાનું અમર ગીત ફરી સાંભળો અને તમારી હૃદયરૂપી બંસીમાંથી એને મધુર રાગ કાઢવા દો. આ વિરલ પ્રસંગ છે, એને ગુમાવશો નહિ. માનવ શરીર મેળવવું સહેલું નથી.

એક ધ્યાનથી અને ઉત્કટ ભક્તિથી પવિત્ર બની તેનું આવાહન કરો તો તે જરૂર તમારી આગળ પ્રગટ થશે.

હે કૃષ્ણ, આજા, બંસી બજા જા!

હે કૃષ્ણ, આજા, ગીતા સુનાજા!

હે કૃષ્ણ, આજા, મખ્ખન ખાજા!

હે કૃષ્ણ, આજા, લીલા દિખા જા!

આપણે બધા વૃંદાવનના મુરલીધર શ્રી રાધાકૃષ્ણની બંસી ફરી સાંભળીએ! અર્જુનની માફક આપણે પણ એમના શ્રીમુખે ગીતા સાંભળીએ! ગોપગોપીઓની માફક આપણે પણ તેમની સાથે રાસ રમીએ અને તેમનામાં સમાઈ પણ જઈએ! તેમની સાથે ગોકુળમાં ફરી આપણે મખ્ખન મિશ્રી ખાઈએ! ભગવાન કૃષ્ણ આપણા દેહને બંસી બનાવે!

રાધાની માફક આપણે પણ "ૐ નમો ભગવતે વાસુદેવાય"નો સતત જપ કરીએ અને તેની અનુકંપા મેળવીએ જેથી આપણે તેના અનંત સુખ અને શાંતિના નિવાસ સ્થાને પહોંચી જઈએ! પ્રભુના આશિષ આપણા સૌ ઉપર હજો!

## ૫. જગજ્જનની રાધા

વૃંદાવનના બંસીધર ભગવાનથી અનન્ય સ્વરૂપ મધુર નટના પવિત્ર ગામ બરસાનામાં જન્મેલી અને લક્ષ્મીદેવીના અવતારરૂપ

જગજ્જનની રાધાને આપણાં સહસ્ર વંદન હજો! જેમ અગ્નિથી તેની ગરમી અભિન્ન છે, હિમથી તેની ઠંડક અભિન્ન છે, તથા શરીરથી તેનો પડછાયો અભિન્ન છે, તેમ ભગવાન શ્રીકૃષ્ણથી રાધા અભિન્ન છે. રાધાની ભક્તિ એ ભગવાન કૃષ્ણની જ ભક્તિ છે, અને કૃષ્ણ ભક્તિમાં રાધા-ભક્તિ આવી જ જાય છે. રાધા એ પ્રેમ–ભક્તિની મૂર્તિ છે. તેને કૃષ્ણ સિવાય બીજો કોઈ વિચાર જ નહોતો. તેના મનમાં કૃષ્ણ સિવાય અન્ય કોઈની પ્રતિમા હતી જ નહિ. રાધાનો જન્મ પ્રિય અને પ્રેયસી વચ્ચે સાચો સંબંધ શો હોઈ શકે, વેદાન્તના એકમાત્ર રહસ્યરૂપ માધુર્ય ભાવ અથવા માધુર્યરસ કોને કહેવાય તે જગતને શીખવવા માટે હતો.

"રાસલીલાનો અર્થ પરાભક્તિનો અથવા પ્રિય અને પ્રેયસીના એકાત્મભાવનો સાર છે. રાસલીલાનું રહસ્ય એટલું જ છે કે જગતનાં સ્ત્રી–પુરુષો સંસારમાં રહીને અને સાંસારિક કાર્યો કરતાં અહીં પ્રભુમય બની શકે છે એ બતાવવાનું છે. તેનો ઉપદેશ આટલો જ છે. "રાધાની માફક તમે તમારું મન પ્રભુને સોંપી દો અને હાથ કામ કરતા રાખો પ્રભુના આનંદમાં મસ્ત થઈને નાચો, પણ પ્રભુને ભૂલશો નહિ."

- સૂફીવાદીઓ પણ રાધા–કૃષ્ણ તરફ ખૂબ પ્રેમ અને માન રાખે છે. તેમનું તત્ત્વજ્ઞાન રાધાના કૃષ્ણ તરફના પ્રેમ ઉપર વિકસેલું છે. રાધાને શ્રી કૃષ્ણ તરફ જે ભાવ હતો તે જ ભાવ વિકસાવવા તેઓ પ્રયત્ન કરે છે.

રાધાના દેહનો દરેક ભાગ, દરેક કોષ, દરેક અણુ, અરે તેની ચામડીનું દરેક છિદ્ર કૃષ્ણનામનો પોકાર કરે છે ક્ષણના લાખમા ભાગ જેટલા સમય માટે પણ રાધા કૃષ્ણને ભૂલે તેમ નથી. રાત્રે પણ અનિદ્ર રહી તે કૃષ્ણનામને જપ્યા કરતી. અર્જુન અને લક્ષ્મણની માફક રાધા ગુડાકેશી (નિદ્રાને જિતનાર) હતી મધ્ય રાત્રે પણ શ્રીકૃષ્ણની બંસીનો સહેજ પણ ધ્વનિ સંભળાય તો તે કૃષ્ણપ્રેમમાં મસ્ત બની

તે મધુર આત્મ-સંગીત, ઓમકાર નુ સંગીત હૃદયના ગૂઢ અરણ્યમાં દોડી જતી. જગતની કોઈ પણ શક્તિ તેને અટકાવી શકતી નહિ. તેને ભક્તિની પરાકાષ્ઠા એ તે કે આત્મનિવેદન ભક્તિમાં રહેલા આત્મ-સમર્પણનુ રહસ્ય જીવનને નિરૂપ્યુ છે આ ભક્તિ દાસ્યભાવના પ્રથમ પગથિયાથી શરૂ કરી અંતમાં સંપૂર્ણ શરણાગતિમા પરિણમે છે જેમ હનુમાને પ્રભુની સંપૂર્ણ અને ઉચ્ચતમ સેવા દર્શાવી છે તેમ રાધા આત્મનિવેદન અથવા મન, હૃદય, આત્મા અને સર્વ ભાવનુ સમર્પણ દર્શાવે છે

રાધા દુર્ગા છે રાધા પાર્વતી છે રાધા રાજેશ્વરી છે રાધા એ સમગ્ર વિશ્વની મધુર અને અથાગ ( થકિ નહિ તેવી ) ધાત્રી છે તે જગજ્જનની છે તેના વિશાળ હૃદયમાં સમગ્ર વિશ્વ સમાયેલુ છે તે સર્વ જગતની ઉત્પાદિકા છે સમગ્ર સૃષ્ટિ તેના આધારે રહેલી છે તે પોતાના ત્રણ ગુણો—સત્વ રજસ્ અને તમસ્થી જગતને ચલાવે છે

તે વૈદ્ય છે દર્દી છે દવા છે, દવાનો પ્યાલો છે એ બધા તેના જ સ્વરૂપો છે તે પ્રવર્તક બળ છે શક્તિ છે તેના વિના એક અણુ પણ હાલી શકે નહિ સૂર્યનો પ્રકાશ તે છે, તેમ જળની આર્દ્રતા પણ તે જ છે તે વિદ્યુતની શક્તિ છે ઇચ્છાશક્તિ છે તે પુષ્પની સુગંધ અને સૌંદર્ય છે તે તારાઓની ચમક સૈનિકનુ વીરત્વ, ભક્તોની ભક્તિ અને પરમાણુઓની કાંતિ છે તે અવિદ્યા માયા તથા વિદ્યા છે તે ચૈતન્યસ્વરૂપ છે તમે વિશ્વમા જે કાંઈ જોઈ શકો છો સૂંઘી શકો છો ચાખી શકો છો અડકી શકો છો તે બધુ રાધા જ છે રાધા સિવાય આ જગતમા બીજુ કાંઈ જ નથી તે સાધકને સન્માર્ગે દોરે છે તે બાળકોને પોષણ આપે છે સમગ્ર વિશ્વની તે ધાત્રી છે તેનો મહિમા અવર્ણનીય છે તેનુ તેજ અદ્ભુત છે તેનુ સૌંદર્ય, તેનો પ્રેમ અને તેની બુદ્ધિ અગમ્ય છે તેનો મહિમા વર્ણવવા માટે સહસ્ર જિહ્વા

વાળો શેષ પણ અશક્તિમાન છે રાધા ભક્તોએ રાધા–તત્ત્વ વિષે અનેક પુસ્તકો લખ્યાં છે. જગાના અભાવે હું અહીં તેનું વિશેષ વર્ણન આપી શકતો નથી

તેના અનુગ્રહ સિવાય આધ્યાત્મિક પ્રગતિ શક્ય નથી, ભક્તિ શક્ય નથી, કૃષ્ણદર્શન પણ શક્ય નથી તેના આશિષ વિના મન સંયમ ભાગ્યે જ સિદ્ધ કરી શકાય. તેના દ્વારા જ સાચો ઉત્કટ સાધક કૃષ્ણ પાસે જઈ શકે છે. જો સાધક રાધાનો અનુગ્રહ મેળવ્યો હોય તો તે તેની સાધનાની કાળજી રાખે છે. તે હાથ ઝાલીને સાધકને આગળ લઈ જાય છે. તે કેટલી દયામય છે! તેનુ કોણ વર્ણન કરી શકે?

જો તમારામા સાચી ભક્તિ હોય તો આજ પણ તમે વૃન્દાવનની સેવાકુંજમાં તેનાં દર્શન કરી શકો છો. આજ પણ તે વૃન્દાવનની ગલીઓમાં કદંબના વનોમા અને યમુનાના તીર પર શ્રીકૃષ્ણની સાથે ફરી રહી છે! જુઓ, હવે તે મધુવનમા પ્રભુની સાથે દેખાય છે! જો તમારી પાસે ભક્તિની આંખ હોય, આનરદર્શનની શક્તિ હોય તો તમે રાધા અને કૃષ્ણને જોઈ શકો છો તમારી અંધ આંખોને ખોલવા માટે તેની પાસે અદ્ભુત અંજન છે તે તમારા હૃદયમંદિરમા બિરાજે છે. અત્યારે સર્વ ભાવથી સંપૂર્ણ ભક્તિથી તેની પાસે દોડી જાઓ. એકક્ષણ પણ વાર કરશો નહિ. વાર એ મરણ છે એમ સમજો. તે હાથ લાંબા કરીને રાહ જોઈ રહી છે તેને શોધી કાઢો તેના દર્શન માટે ઉત્સુક બનો તેના ચરણકમળ પાસે જવા માટે લાયક બનો. તેના પ્રેમમા ગળી જાઓ તેના નામનો જપ કરીને તમારા હૃદયને પવિત્ર બનાવો. એકાંતમા તેના દર્શન માટે રડો. અત્યારે પ્રાર્થના કરો: "હે માતા, તારા ચરણકમળ આગળ બેસવાનો શુભ દિવસ ક્યારે આવશે? હુ તારો છું, સર્વકાંઈ તારું જ છે. તારી ઈચ્છા સર્વોપરિ છે. હે માતા, હે કૃષ્ણપ્રિયા, મને તમારા આશીર્વાદ આપો." તેના

પ્રેમમાં દર્શાવ્યું વધારો ભાવ, શ્રદ્ધા અને પ્રેમથી આપણે, ચાલો તેનું નામ ગાઈએ

જય રાધે, જય રાધે, રાધે જય, રાધે જય, શ્રી રાધે.
જય કૃષ્ણ, જય કૃષ્ણ, કૃષ્ણ જય, કૃષ્ણ જય, શ્રી કૃષ્ણ

જગજ્જનની, વિશ્વની મધુરધાત્રી શ્રીરાધા આપણામાં ભક્તિ અને પ્રેમ વિકસવામાં મદદ કરો! આપણા જીવનના કાર્યોમાં તે આપણને સર્વદા દોરો! ગોવર્ધનધારી શ્રીકૃષ્ણ પાસે તે આપણને લઈ જાઓ! રાસલીલાનું સંપૂર્ણ રહસ્ય તે આપણને સમજાવો! અમારે પણ વૃંદાવનના સેવાકુંજમાં ચાલી રહેલી દિવ્ય રાસલીલામાં ભાગ લેવા માટે અને કૃષ્ણ પ્રેમરસ પીવા આપણને લાયક બનાવો! શ્રી રાધાકૃષ્ણના શુભાશિષ આપણા સૌ ઉપર ઊતરો!

## પ્રકરણ ૩

# ભક્તિ અને જ્ઞાન

### ૧. પ્રતિમાનું તત્ત્વજ્ઞાન

પ્રતિમા એ પ્રતીક છે શરૂઆતના સાધક માટે પ્રતિમા ખાસ આવશ્યક છે પ્રતિમા પૂજનથી ઈશ્વર પ્રસન્ન થાય છે, પ્રતિમા પાંચ પદાર્થોની બનેલી છે પ્રભુના દેહમાં પાંચ પદાર્થો છે એ પ્રતિમા જ રહે છે, પણ પૂજન પ્રભુની થાય છે જેમ માણસને પોતાના મિત્રના એક અંગને એટલે કે હસ્તને, અડકવાથી (હસ્તધૂનન કરવાથી) આનંદ આવે છે, તેમ પ્રભુના વિરાટ શરીરના એક અંગને (પ્રતિમાને) પૂજવાથી પ્રભુ પ્રસન્ન થાય છે જેમ એ બાલિકા ચીથરાની ઢીંગલીને ખોળામાં લઈ રમાડી ધવરાવવાનો ડોળ કરી માતૃભાવ પ્રકટ કરે છે તેજ પ્રમાણે ભક્ત પણ પ્રતિમાનું પૂજન કરી અને તેના પર ધ્યાન કેન્દ્રિત કરી ભક્તિભાવ વિકસાવે છે ચિત્ર, છબી એ પ્રતિમાના જ પ્રકાર છે

ન્યુયોર્ક શહેરનો એ પ્રતિષ્ઠિત ઉમરાવ એક સાંજે મને મળવા આવ્યો વાર્તાલાપ કરતાં તેણે કહ્યું સ્વામિજી મને મૂર્તિપૂજામાં શ્રદ્ધા નથી એ કેવળ મૂર્ખતા છે તે ઉમરાવનો અંગત મંત્રી જે તેની સાથે આવ્યો હતો તેની પાસે એની બિસ્કાકરીમાં એ ઉમરાવની એક છબી હતી મે તે છબી લઈને તે મંત્રીને તેના પર થૂંકવા કહ્યુ આ સાંભળી તે મંત્રી તો ભયભીત થઈ ગયો તે વિચારમાં પડી ગયો અને ઉમરાવની સામે જોવા લાગ્યો મે તેને ફરીથી આજ્ઞા કરી કે જલદીથી એ છબી ઉપર થૂંક પણ તેણે કહ્યું 'સ્વામિજી એ ઉમરાવ તો મારા શેઠ છે હું તેમનો નોકર છું હું શી રીતે તેમની

છબી પર થૂકું ! આવું અપમાનજનક કેમ મારાથી નહિ થઈ શકે. આ છબીને હું માન આપું છું.' મે તેને કહ્યું "આ તો કાગળ છે એ કાંઈ સાચો ઉમરાવ નથી. તે કાંઈ ચાટી કે બોલી શકે તો નથી. પછી તે મંત્રીએ કહ્યું 'ગમે તેમ પણ આ છબીમાં મારા શેઠ છે. તેના પર થૂકવાથી મારી તિમજ્જ તેમની લાગણીઓ દુભાય. મારાથી તેના પર થૂકાશે નહિ.' પછી મે પેલા ઉમરાવને કહ્યું 'પ્રિયમિત્ર જોયું? તમારો મંત્રી તમારી છબીને ચહાય છે અને માન આપે છે જો કે તે છબી એક કાગળજ છે છતા પણ તેમા તમારી હાજરી છે એમ એ માને છે આ મૂર્તિપૂજા નહિ તો બીજુ શું? તેજ પ્રમાણે ભક્ત પ્રભુના ગુણોનો આરોપ મૂર્તિમા કરે છે અને તેમા પ્રભુની હાજરી જુએ છે મૂર્તિ પર ધ્યાન કેંદ્રિત કરવાનુ તેને સરળ પડે છે સાધનાની આરંભ દશામા મનને ધ્યાન કરવા માટે કાંઈક સ્થૂલ આલંબન જોઈએ છે. મિત્ર, હવે તમને આ વસ્તુ સમજાઇ?" ઉમરાવે કહ્યું 'માનનીય સ્વામિજી, તમારૂ કહેવુ બરાબર છે હવે મારી આંખ ઉઘડી ગઈ છે અને મને બરાબર સમજાય છે મને ક્ષમા આપો.'

## ૨ જ્ઞાની એ મહાન્ ભક્ત છે

ભગવાન્ શંકરાચાર્ય ભક્તિને 'આત્માના પ્રેમ' તરીકે ગણાવે છે ભક્તિને તમે જ્ઞાનથી ભિન્ન કરી શકો નહિ. જ્યારે ભક્તિ સુદૃઢ થાય છે ત્યારે તે જ્ઞાનરૂપે પરિણમે છે સાચો જ્ઞાની એ હરિનો, કૃષ્ણનો રામનો, શિવનો, દુર્ગાનો સરસ્વતીનો લક્ષ્મીનો ઇસુનો બુદ્ધનો ભક્ત છે એ સમગ્ર ભક્ત છે કેટલાક અજ્ઞાની માણસો એમ માને છે કે જ્ઞાની એટલે શુષ્ક માણસ અને તેનામાં ભક્તિભાવ નથી આ ગંભીર ભૂલ છે જ્ઞાનીને તો ખૂબ વિશાળ હૃદય હોય છે શંકરાચાર્યકૃત સ્તોત્રો વાંચશો તો તેમની અગાધ ભક્તિનો ખ્યાલ આવશે શ્રી અપ્પ દીક્ષિતના ગ્રંથો વાંચો તો તેની અનહદ ભક્તિના ઊંડાણનો ખ્યાલ આવશે

સ્વામી રામતીર્થ જ્ઞાની હતા તે ભગવાન્ કૃષ્ણના ભક્ત નહોતા ? જો કોઈ વેદાન્તી ભક્તિથી દૂર રહેતો હોય તો જાણજો કે તે વેદાંતનું રહસ્ય સમજ્યો નથી નિર્ગુણ બ્રહ્મ જ ભક્તોને માટે માયોપાધિક બની સગુણ બ્રહ્મ તરીકે આવિષ્કાર, પામે છે ઈશ્વર એ નિર્ગુણબ્રહ્મનું તટસ્થ લક્ષણ છે

ભગવાન શ્રીકૃષ્ણ જ્ઞાનીને મોટો ભક્ત માને છે.

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थं अहं स च ममप्रिय ॥
उदारा सर्व एवैत ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थित स हि युक्तात्मा मामेवानुत्तमा गतिम् ।

(ભ ગીતા અ ૭, શ્લો ૧ ૧૮,)

તેઓમા સદા (ધ્યાનમા) જોડાઈ રહેનારો અને એકનિષ્ઠ ભક્તિવાળો જ્ઞાની ઉત્તમ છે, કેમકે જ્ઞાનીને હુ અત્યત પ્રિય છુ અને તે મને અત્યત પ્રિય છે

એ બધાય ઉત્તમ છે, પરતુ જ્ઞાની તો મારો આત્મા જ છે, એવો મારો મત છે, કેમકે તે એકાગ્રચિત્તવાળો થઈ સર્વોત્તમ ગતિરૂપ મને જ આશ્રય કરી રહ્યો છે ”

ભક્તિ એ જ્ઞાનથી અલગ નથી ઊલટુ, જ્ઞાન ભક્તિને દૃઢ બનાવે છે જેને વેદાન્તનુ જ્ઞાન પ્રાપ્ત થયેલુ છે તે ભક્તિમાં સ્થિર થયેલો જ છે કેટલાક અજ્ઞાની જનો કહે છે કે જો કોઈ ભક્ત વેદાંતનુ અધ્યયન કરે તો તેની ભક્તિ ઓસરી જાય છે આ ખોટુ છે વેદાંતનો અભ્યાસ તો ભક્તિમા વધારો કરે છે અને તેને વિકસાવે છે ભક્તિ અને જ્ઞાન એ પક્ષીની બે પાંખો જેવા છે અને તે વડે મનુષ્ય બ્રહ્મની પાસે ઊડી જઈ શકે છે, મુક્તિના શિખરે પહોચી જાય છે

ધ્યાનપૂર્વક આ કથા સાંભળો. શુકદેવજી સંપૂર્ણ જ્ઞાની હતા, અવધૂત હતા છતાં પણ તેમણે ભાગવતનું અધ્યયન કર્યું અને રાજા પરીક્ષિત માટે ભાગવતની કથા કરી એ શું બતાવે છે? આ ખરેખર મહાન આશ્ચર્ય છે એ બ્રહ્મનિષ્ઠ જ્ઞાની જ્ઞાનના શિખરેથી ઊતરી ભક્તિનો ઉપદેશ આપે છે! શું તેમનું આત્મજ્ઞાન લુપ્ત થયું હતું? તો પછી આમાં રહસ્ય શું છે? જગતના ઉદ્ધાર માટે શ્રી વેદવ્યાસે અઢાર પુરાણો લખ્યાં, તેમણે પ્રવૃત્તિમાર્ગનો મહાન ગ્રંથ–મહાભારત પણ લખ્યો છતાં તેમને આત્મસંતોષ થયો નહિ. તેમના હૃદયમાં અશાંતિ રહ્યા કરતી. ત્યાં એક દિવસ નારદે આવીને પૂછ્યું, 'મહારાજ, શાની ચિંતા કરો છો? કેમ અશાંત અને શોકમગ્ન થાઓ છો?' ત્યારે પોતાનું હૃદય ખોલી વ્યાસે પોતાની સ્થિતિ જણાવી. પછી નારદ બોલ્યા, "તમે કૃષ્ણપ્રેમની અને રાસલીલાની કથા ગાઓ તો તમને પરમ શાંતિ મળશે." આ પરથી વ્યાસે શ્રીમદ્ ભાગવતનો ગ્રંથ લખ્યો, જેમાં ભક્તિરસ અને હરિકીર્તન છલોછલ ભરેલાં છે. ઋષિમુનિઓએ ભાગવતનું અધ્યયન કર્યું અને શુકદેવના આશ્રમ આગળ એકાંત અરણ્યમાં કથાઓ કરી. આ કથા તરફ શુકદેવનું ચિત્ત ખેંચાયું. તેથી તેઓ પોતાના પિતા વ્યાસજી પાસે ગયા અને ભાગવતનું અધ્યયન કર્યું. ત્યાર પછી તેમણે પરીક્ષિત આગળ એ કથા કરી.

શુકદેવની ભક્તિ તો જુઓ! આ પરથી સ્પષ્ટ સમજાય છે કે ભક્તિ અને જ્ઞાન અભિન્ન છે અને જ્ઞાની એ મહાન ભક્ત છે, તથા જે વેદાન્તીઓ ભક્તિની નિંદા કરે છે તેઓ મૂર્ખ અને ભ્રમિત થયેલા છે.

### ૩. અવતારવાદ

જગતનો ઉદ્ધાર કરવા માટે ભગવાન અવતાર લે છે. એટલે કે મનુષ્યની ઉન્નતિ માટે ભગવાન નીચે ઊતરે છે. ગીતામાં કહ્યું છે કે—

"હું અજન્મા નિર્વિકાર સ્વરૂપ અને સર્વ પ્રાણીઓનો ઈશ્વર છું છતાં પોતાની પ્રકૃતિનો આશ્રય કરી હું મારી માયા વડે જન્મું છું હે ભારત, જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે હું જન્મ ધારણ કરું છું. સત્પુરુષોના રક્ષણ માટે, દુષ્ટોના વિનાશ માટે અને ધર્મની સ્થાપના માટે હું યુગે યુગે પ્રકટું છું" (ભ ગીતા, અ ૪, શ્લોક ૬–૭)

અવતારોના ત્રણ પ્રકાર છે (૧) પૂર્ણાવતાર, (૨) અંશાવતાર, (૩) આવેશાવતાર તમે જાણો છો તેમ શ્રી કૃષ્ણ એ સોળે કળાએ પૂર્ણાવતાર હતા શ્રી રામચંદ્ર ચૌદ કળાએ અવતાર હતા શ્રી શંકરાચાર્ય એ અંશાવતાર હતા સ્વાભાવિક રીતે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ અવતાર ધારણ કરે છે જેમ એક દરજી બીજાઓના કોટ સીવે છે તેમ પોતાને માટે પણ કોટ સીવે છે, તેમ તે અવતાર નવાર પોતાને માટે પણ એક શરીર ઘડે છે એ તો સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન છે જો કે તે દેહ ધારણ કરે છે, છતા પણ પોતાની માયા શક્તિ વડે તે પોતાના દિવ્ય સ્વભાવમાં જાગૃત રહે છે, એમ છતા પણ તે અનંત અને અવિકારી છે

ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે—

આ પ્રાચીન અને અવિનાશી યોગ મે પ્રથમ સૂર્યને સંભળાવ્યો. સૂર્યે મનુને અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો એમ પરંપરાથી પ્રાપ્ત થયેલ આ યોગને રાજર્ષિઓ જાણતા હતા હે પરંતપ! તે યોગ લાંબા કાળે આ લોકમા નાશ પામ્યો તે જ આ પુરાતન યોગ આજ હું તને કહુ છુ, કારણ કે તુ મારો ભક્ત અને મિત્ર છે (ભ૦ ગીતા–અ૦ ૪, શ્લો ૧–૨–૩)

કેટલાક અજ્ઞાની માણસો પૂછે છે કે "અજન્મા ભગવાન્ માનુષી દેહ શી રીતે ધારણ કરી શકે? જે વિશ્વનો નિયામક છે તે આ નશ્વર

મનુષ્યદેહમાં શી રીતે આવે ? જે જગતનો સાક્ષી છે તે આ મર્યાદિત શરીરમાં શી રીતે સમાય ?" પણ આ વિતંડાવાદ છે, મિથ્યાપ્રલાપ છે, અવતારવાદ એ સંપૂર્ણ બુદ્ધિગમ્ય છે, ન્યાયયુક્ત છે અને સમજી શકાય તેમ છે. પ્રભુ સર્વનો અંતર્યામી છે. તે જગતનો સ્વતંત્ર શાસક નથી, તે દુનિયાથી આઘો નથી, પરંતુ તે સારા જગતમાં, અણુએ અણુમાં વ્યાપેલો છે. તે મન, પ્રાણ અને સર્વ ઇંદ્રિયોનો સ્વામી છે. આપણે સર્વે પ્રભુમાં જ રહીએ છીએ, અને કાર્ય કરીએ છીએ.

જીવન્મુક્ત એ રાત્રે પ્રકાશના તારા જેવો છે. તે પોતાનું આછું તેજ પાથરે છે. તે પોતાના તપ તથા સાધનાથી પેલી પાર ગયેલો છે, છે, પણ તે ઘણાં મનુષ્યોનો ઉદ્ધાર કરી શકે નહિ. જેમ પાણીનો નાનો ઝરો થોડાક જ યાત્રાળુઓની તરસને છીપાવે, તે જ પ્રમાણે આ કેવળજ્ઞાની ફક્ત થોડાંક જ મનુષ્યોને શાંતિ આપી શકે. પરંતુ અવતાર તો મહાન્ છે. અવતારી પ્રભુ મોટા માનસરોવર જેવા છે. તે હજારો સ્ત્રી પુરુષોના અંધકાર દૂર કરી શકે છે અને તેમને અનંત સુખ-શાન્તિ તથા પ્રકાશના આરે પહોંચાડી શકે છે.

ભગવાનના અવતાર માટે કેટલીક પૂર્વ તૈયારી હોય છે. પરિસ્થિતિ અવતાર માટે અનુકૂળ બને છે લોકો સંકીર્તનમાં રસ લે છે અને કેટલાક પવિત્ર માણસો સંકીર્તન ભક્તિનો ખૂબ જ પ્રચાર કરે છે. તે વખતે, કેટલાક મહાત્માઓ પણ જન્મ લઈ લોકોને નિઃસ્વાર્થ સેવા અને સદાચાર શીખવે છે.

એક વખતે ભગવાને નર–નારાયણનો અવતાર લીધો હતો. એ અવતારનો હેતુ જગતને, પોતાના દાખલા અને ઉપદેશથી નિઃસ્વાર્થ રીતે ધર્મપાલન શીખવવાનો હતો. નર અને નારાયણે બદરીકાશ્રમમાં ઉગ્ર તપ કર્યું હતું. એક વખતે બ્રહ્માને આત્મયોગ શીખવવા માટે ભગવાન હંસ રૂપે તેમની પાસે આવ્યા હતા. દત્તાત્રેય તથા બ્રહ્માના

ચાર પુત્રો—કુમારો—એ ભગવાનના અંશાવતાર છે ભગવાન વિષ્ણુએ હજુ સુધીમા મુખ્ય દશ અવતારો ધારણ કર્યાં છે દક્ષિણામૂર્તિ એ ભગવાન્ શિવનો અવતાર છે

જેમ બુદ્ધનુ તત્ત્વજ્ઞાન સિયામ, ચીન, જાપાન અને સિલોન માટે છે તેમ નાઝરેથના યોગી જિસસ ક્રાઇસ્ટનુ તત્ત્વજ્ઞાન યુરોપિયન પ્રજા માટે ઉત્તમ છે તે જ પ્રમાણે અરબી પ્રજા માટે મહમદનુ તત્ત્વજ્ઞાન છે આ બધા ભગવાનના જ પુત્રો હોઈ આ વિશાળ જગતના જુદા જુદા પ્રદેશને સુખશાન્તિ અને જીવનના રહસ્યનો પેગામ પહોચાડે છે.

ભીષ્મ જેવા બહુ થોડાક જ મહાત્માઓએ શ્રીકૃષ્ણને ભગવાનના અવતાર તરીકે પિછાણ્યા છે તેથી ભગવાન્ શ્રીકૃષ્ણે કહ્યું છે કે—

"મારા પરમ ભાવને નહિ જાણનારા મૂઢ લોકો મનુષ્યશરીરમા રહેલા સમસ્ત ભૂતોના ઈશ્વર એવા મારી અવજ્ઞા કરે છે" ( અ૦ ૯, શ્લો ૧૧ ) "મારુ સર્વોત્તમ નિર્વિકાર સ્વરૂપ નહિ જાણતા અજ્ઞાનીઓ, અપ્રકટ એવા મને પ્રકટ જાણતા નથી ( અ૦ ૭, શ્લો. ૨૪ )

આ દિવસોમા મિથ્યા અવતારો ઘણા થયેલા જણાય છે તેમના ભક્તો તેમના ગુણગાન ગાય છે અને તેમના માટે ભગવાન્, મહાન યોગી, ઠાકુર વગેરે વિશેષણો વાપરી તેમનો ખૂબ પ્રચાર કરે છે અને તેમનાં મુખ સગવડો માટે પૈસા ઉઘરાવી આશ્રમો બાધે છે આવાઓનું પતન જલ્દી થાય છે જેટલું ચળકે છે તે બધું સોનુ હોતુ નથી," આવા મિથ્યા મહાત્માઓથી લોકોમા અશ્રદ્ધા જાગે છે सत्यमेव जयते, नानृतम् । કેટલાક ભગવાન્ કૃષ્ણની માફક મોરપિચ્છનો મુકુટ ધારણ કરી ભાવિક લોકોના 'આગળ હુ' પોતે જ કૃષ્ણ છુ, મારુ ચરણામૃત પીઓ, હુ તમને મુક્તિ આપીશ ' એમ કહે છે જે મહાત્માએ આત્મોન્નતિ કરી છે તેમણે પોતાના અનુયાયિઓને આવો પ્રચાર

કરતા અટકાવવા જેમણે નહિ તો, તેમની માનહાનિ થશે. આવા મિથ્યાવતારો પોતે અજ્ઞાન અંધકારમાં સડતા હોવા છતાં જ્ઞાનીનો સ્વાંગ ધારણ કરે છે અને અધમ આપણાને ઘેર તેમ, તેઓ અન્ય મગજના ગોથાં ખાધા કરે છે

ભગવાનને મનુષ્યદેહમાં અવતાર લેવાની જરૂર મોટી થઈ ગઈ છે જગતમાં આવું ઘણીવાર બન્યું છે અને ભવિષ્યમાં પણ આવું બનશે ભગવાનની યોજના પ્રમાણે જગતના ઉદ્ધાર માટે અવતારની ખૂબ જરૂર છે હવે કલિયુગમાં કલ્કીઅવતાર થવાનો છે એ અવતાર જગતને અપૂર્વ આનંદ અને શાંતિ અર્પો! અવતારનો જય હો!

## ૪. ભક્તિ અને જ્ઞાન પરસ્પરાવલંબી છે

ઘણીવાર આપણને એવો પ્રશ્ન પૂછવામાં આવે કે શું જ્ઞાન અને ભક્તિ પરસ્પર વિરુદ્ધ છે? તેના ઉત્તરમાં હું સ્પષ્ટ જણાવું છું કે "ના" વસ્તુતઃ બંનેને ગાઢ સંબંધ છે, અને એક બીજાનાં પૂરક છે ભક્તિ એ જ્ઞાનની કદિ પણ વિરોધી નથી, પરંતુ બંને પરસ્પરાવલંબી છે, બંને એક જ ધ્યેય તરફ દોરી જાય છે

ભક્તિયોગ અને જ્ઞાનયોગ એ ઔષધિ અને આહારની માફક એક સાથે લઈ શકે એમ નથી અનન્ય ભક્તિને જ્ઞાન યોગ સાથે સુમેળ થઈ શકે છે ભક્તિ યોગનું ફળ જ્ઞાન છે પરા ભક્તિ અને જ્ઞાન અભિન્ન છે સંપૂર્ણ જ્ઞાન એટલે પ્રેમ સંપૂર્ણ પ્રેમ એટલે જ્ઞાન મહાન કેવલાદ્વૈતી શંકરાચાર્ય શ્રીહરિના મહાન ભક્ત હતા જ્ઞાનદેવ એ મહાયોગી જ્ઞાની હતા અને સાથે કૃષ્ણ ભક્ત હતા શ્રી રામકૃષ્ણ પરમહંસ કાલી માતાના ભક્ત હતા તેમને અદ્વૈતાચાર્ય સ્વામી તોતાપુરી પાસેથી જ્ઞાન મળ્યું હતું શ્રી ગૌરાંગ મહાપ્રભુ (ચૈતન્યદેવ) એ સારા અદ્વૈતવેદાંતી પંડિત હતા છતાં હરિનું નામ ગાતાં તેઓ

રસ્તા પર નૃત્ય કરતા. આથી એમ ફલિત થાય છે કે ભક્તિ અને જ્ઞાનનો મેળ બહુ સરસ બને છે.

આ દેહ રૂપી રથને ક્રિયા, લાગણી અને બુદ્ધિ એમ ત્રણ ઘોડા જોડેલા છે. એ ત્રણે ઘોડાએ સંપથી કામ કરવું જોઈએ. અને તો જ એ રથ સરળતાથી ચાલી શકે. ત્રણેનો સાથે વિકાસ થવો જોઈએ. તમારામાં શંકરાચાર્યની બુદ્ધિ, બુદ્ધનું હૃદય અને જનકની ક્રિયા શક્તિ હોવાં જોઈએ. ભક્તિ અને વેદાંત કેવળ શુષ્ક છે. ભક્તિ વિનાનું જ્ઞાન અપૂર્ણ છે. જેણે આત્મૈક્ય સાધેલું છે તે આત્મ રૂપ જગતની સેવા કર્યા વિના શી રીતે રહી શકે! તેથી ભક્તિ એ જ્ઞાનથી જુદી નથી, બલ્કે ભક્તિની પરિપૂર્ણતા માટે જ્ઞાન ખૂબ આવશ્યક છે.

## ૫. અકબરના ચાર પ્રશ્નો

એક વખતે અકબરે બીરબલને નીચેના ચાર પ્રશ્નો પૂછ્યા, (૧) ઈશ્વર ક્યાં રહે છે? (૨) ઈશ્વરનું કર્તવ્ય શું છે? (૩) ઈશ્વર શું ખાય છે? (૪) ઈશ્વર સર્વ શક્તિમાન્ હોઈ ઈચ્છાથી જ બધું કરી શકે છે તો પછી તે શા માટે મનુષ્ય દેહ ધારણ કરે છે?

બીરબલે નીચે પ્રમાણે ઉત્તર આપ્યા, (૧) ઈશ્વર સર્વવ્યાપક છે. તે પોતાના ભક્તોને તેમના હૃદય પ્રદેશમાં દર્શન આપે છે. તમે તમારા હૃદયમાં પ્રભુને જુઓ. (૨) ઈશ્વર ઊંચે ચડેલાને નીચે ઉતારે છે અને નીચે પડેલાઓને ઊંચે ચડાવે છે, આવા સતત ફેરફાર કરવા એ એનું કર્તવ્ય છે. (૩) ઈશ્વરનો ખોરાક ઉન્નતો અહંકાર છે.

ચોથા પ્રશ્નના યોગ્ય જવાબ માટે બીરબલે સમય માગ્યો. તે આપવામાં આવ્યો. તે સમય દરમિયાન બીરબલ અકબરના બાળકની દાયા પાસે ગયો અને તેને કહ્યું "મારે બાદશાહને એક તાત્વિક પ્રશ્નનો બરાબર ઉત્તર આપવાનો છે. તેમાં તારે મને મદદ કરવાની છે. જ્યારે બાદશાહ આ તળાવને કિનારે આવી બાળક સાથે રમવા

એમ ત્યારે તારે આ બાળકને પાર ઉતારી દેવુ અને તેને બદલે તેના જેવો જ રમકડાનો બાળક લાવવો એ બાળકને તળાવ પાસે લઈ જઈ તેને તળાવમાં નાખી દઈ તે નાની પડવાનો ઢોંગ કરે ફરી મઝા જેને પણ આ બધુ કામ ખૂબ હોશિયારીથી કરે તુ તે બરોબર પાર ઉતારીશ એની મને ખાતરી છે ' એમ કહી બીરબલે તેને દસ રૂપિયા આપ્યા તે ખુશ થઈ ગઈ અને બીરબલે કહ્યા પ્રમાણે કરવા તત્પર થઈ

તે સાંજે અકબર પોતાના નિયમ પ્રમાણે ફરીને પાછો આવ્યો અને તળાવના કિનારે બાંકડા ઉપર બેઠો. પછી તેણે દાયાને બાળક લાવવા કહ્યું દાયા ધીમે ધીમે તળાવને કિનારે આવવા લાગી અને અને વચ્ચે ઠોકર વાગી હોય તેમ ઢોંગ કરી રમકડાના બાળકને તળાવમાં નાખી દીધો આ જોઈ અકબર એકદમ ઊઠ્યો અને બાળકને બચાવવા તળાવમાં પડતુ મૂકવા તૈયાર થયો તે વખતે બીરબલે તેને રોક્યો અને કહ્યું ' આ જુઓ તમારો બાળક ઉગારવા ફરશો નહિ' બીરબલનુ આ અસભ્ય વર્તન જોઈને અકબર ધૂંઆપૂંઆ થઈ ગયો અને તેને શિક્ષા કરવા હુકમ આપ્યો બીરબલે નમ્રતાથી કહ્યું 'જહાંપનાહ આપના ચોથા પ્રશ્નનો ઉત્તર હવે મળી ગયો ને? આપના બધા ગુસ્સે થવાની જરૂર શી? તમારા બાળકને બચાવવા માટેના બધા નોકર ખડા છે છતાં પણ લાગણીને વશ થઈ તમે જાતે જ તળાવમાં કૂદી પડવા તૈયાર થયા? તે જ પ્રમાણે ભગવાન્ સંકલ્પમાત્રથી બધુ કરવાને શક્તિમાન છે છતાં પણ પોતાના ભક્તો તરફના પ્રેમને લીધે અને તેમને દર્શન આપવા માટે તે પ્રકટ થાય છે હવે ઉત્તર મળ્યો? આ સાંભળી અકબર ખુશ થયો અને તેણે બીરબલને કીમતી શાલ અને હીરાની વીંટીની ભેટ આપી.

### ૬. ભક્તિ અને જ્ઞાનની સરખામણી

(૧) જ્ઞાનયોગ એ હાથ વડે તરીને નદી ઓળંગવા જેવું છે,

જ્યારે ભક્તિયોગ એ હોડી વડે નદી ઓળંગવા જેવું છે (૨) જ્ઞાની પોતાના પ્રયત્નથી જ્ઞાન પ્રાપ્ત કરે છે ભક્ત આત્મસમર્પણ કરી પ્રભુના દર્શન પામે છે (૩) જ્ઞાની પોતાની મેળે વિકાસ પામે છે. ભક્ત પોતાની જાતને પ્રભુના ચરણે ધરી દે છે અને સંકોચાય છે. આ સમજવા માટે એક નાનું વર્તુળ ધારો અને તેમાં એક રૂપિયો મૂકો. આ રૂપિયો સંકોચાઈને પરિધ સાથે એકરૂપ થઈ જાય છે આ ભક્તિનો દાખલો છે. હવે એ જ વર્તુળમાં વચ્ચે એક બે આની મૂકો અને બેની એવી રીતે વિકાસ પામે કે તે આખા વર્તુળને અને પરિધને પણ ઢાંકી દે એમ માનો આ જ્ઞાનનો દાખલો છે (૪) ભક્ત સાકરનો સ્વાદ ચાખવા માગે છે જ્ઞાની જાતે સાકર બની જવા માગે છે (૫) ભક્ત એ બિલાડીના બચ્ચા જેવો છે તે મદદ માટે મીઆઉ મીઆઉ કરે છે જ્ઞાની એ વાંદરાના બચ્ચા જેવો છે જે પોતાની માને જોરથી વળગી રહે છે (૬) ભક્તને ક્રમમુક્તિ મળે છે જ્ઞાનીને સદ્યમુક્તિ મળે છે (૭) જ્ઞાનયોગી ઇચ્છાશક્તિ અગર સંકલ્પથી સિદ્ધિઓ મેળવે છે, જ્યારે ભક્ત આત્મનિવેદન અને ભગવદનુગ્રહથી વિવિધ સિદ્ધિઓ પ્રાપ્ત કરે છે

ભગવાન શ્રી કૃષ્ણ ગીતામાં સ્પષ્ટ દર્શાવે છે કે ભક્તિ અને જ્ઞાન એ તેલ અને પાણીની માફક અલગ રહી શકે તેમ નથી. श्रद्धावान् लभते ज्ञानम् "શ્રદ્ધાવાળો સાધક જ્ઞાન પ્રાપ્ત કરે છે" (અ ૪, શ્લો ૩૯)

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

"મને પ્રેમપૂર્વક ભજતા મારામાં સતત યુક્ત રહેનારા તેઓને હું એવો બુદ્ધિમાર્ગ આપું છું કે જેથી તેઓ મને પામે છે"
(અ. ૧૦, શ્લો. ૧૦)

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥

"મારી પરમ ભક્તિદ્વારા તે મનુષ્ય હું કેવો છું અને કોણ છું તે યથાર્થરૂપે જાણે છે; અને પછી મને એ પ્રમાણે યથાર્થ સ્વરૂપે જાણવાથી મારામાં પ્રવેશ કરે છે."

(અ. ૧૮, શ્લો. ૫૫)

જ્ઞાનનો કેવળ ઈન્કાર કરી ગોલોકથી પર અન્ય કાંઈ છે નહિ એમ કેટલાક ભક્તો કહે છે તે બરાબર નથી. ભક્તિ અને ઈશ્વરનો ઈન્કાર કરવાનું કેટલાક શુષ્ક વેદાંતીઓ કહે છે એ પણ બરાબર નથી. જ્ઞાન અને ભક્તિનો સુંદર સમન્વય એ પરિપૂર્ણતા છે.

# પ્રકરણ ૪

## ભક્તિ સાધના

### ૧. જપયોગ

જપ એ યોગનું એક મહત્ત્વનું અંગ છે. ગીતામાં યજ્ઞાનાં જપ
યજ્ઞોઽસ્મિ— યજ્ઞોમાં જપયજ્ઞ હું છું એમ ભગવાન સ્વયં કહે છે.
આ કલિયુગમાં જપથી જ મનુષ્ય સુખ શાંતિ અને અમરત્વ પ્રાપ્ત
કરી શકે. જપથી અંતે સમાધિ પ્રાપ્ત થાય છે. જપ નિયમિત થવા
જોઈએ અને તે વિશુદ્ધ પ્રેમ અને શ્રદ્ધા જેવા સાત્ત્વિક ભાવ પૂર્વક
કરવા જોઈએ. જપયોગ કરતા વધારે મોટો કોઈ યોગ નથી. તેનાથી
તમને અષ્ટસિદ્ધિઓ, ભક્તિ અને મુક્તિ પ્રાપ્ત થશે.

મંત્ર એ દેવતા છે. એ ધ્વનિરૂપે વ્યક્ત થતી દૈવી શક્તિ છે.
શાસ્ત્ર કહે છે કે જે લોકો મૂર્તિને પથ્થર માને છે, મંત્રોને ફક્ત
અક્ષરો જ માને છે અને ગુરુને ઈશ્વર સ્વરૂપ નહિ માનતાં ફક્ત
સામાન્ય મનુષ્ય ગણે છે તે લોકો નરકે જાય છે. સાધકે મંત્ર અને તેના
દેવતા સાથે તાદાત્મ્ય સાધવું જોઈએ અને જો તે આમ તે સાધી
શકશે તેટલે અંશે મંત્ર તેની સાધનામાં ઉપકારક થશે.

એ દિન નનુ કે ભગવાનના નામનું વારંવાર ઉચ્ચારણ એને જપ
કહે છે. સગુણ બ્રહ્મના સ્વરૂપનું મનન કરવું તેને ધ્યાન કહે છે. ધ્યાન
અને જપમાં આટલો તફાવત છે. ધ્યાન જપસહિત હોય છે અને
જપરહિત પણ હોય છે. જેમ જેમ આગળ પ્રગતિ કરશો તેમ જપ
બંધ થઈ જશે અને એકલું ધ્યાન રહેશે. આ ઘણી આગળની સ્થિતિ
છે. તમે ધ્યાનની અલગ સાધના પણ કરી શકો છો. જો તમને અનુકૂળ
પડે તો કરો.

હિન્દુ ધર્મમાં દરેક મંત્રને ઋષિ હોય છે, જેણે તે પ્રથમ ઉચ્ચારેલો. વળી, મંત્રને છંદ અને દેવતા (શક્તિ) પણ હોય છે. 'બીજ' એ એવો એક શબ્દ કે શબ્દો હોય છે કે જે મંત્રને અમુક વિશિષ્ટ શક્તિ અર્પે છે. કેટલીક વાર 'બીજ' એ ધ્વનિમાત્ર હોય છે. અને તે તેનો ઉપયોગ કરનાર સાધકને અનુરૂપ હોય છે. વ્યક્તિ પ્રમાણે તેમાં ફેર પણ પડે છે. કોઈવાર શબ્દ બીજમાંથી ઉત્પન્ન થતા પુષ્પનો અર્થ દર્શાવે છે. મંત્રને શક્તિ હોય છે, જે મંત્રના ઉચ્ચારથી ઉત્પન્ન થતી ધ્વનિ શક્તિ છે. ગીતામાં કહ્યા પ્રમાણે આ બધી વસ્તુઓ સાધકને ઈશ્વર નજીક લઈ જાય છે. કીલકમ્ એ મંત્રનો આધાર હોઈ તેને મજબૂત બનાવે છે એથી સાધક અપૂર્ણતામાંથી છૂટી મોક્ષ સન્મુખ થાય છે.

ત્યારબાદ કેટલીક ખાસ સૂચનાઓ ધ્યાનમાં રાખવાની છે. મનુષ્ય શરીરનાં વિવિધ કેન્દ્રો અને વિશ્વરૂપ શરીરનાં તે કેન્દ્રો સાથેનો સંબંધ બતાવાય છે. અંગુઠ એ પૃથ્વી તત્ત્વનું પ્રતીક છે અને તે ભૌતિક સ્તર સાથે સંબંધ ધરાવતો હોઈ સૂક્ષ્મ શક્તિઓને કાબૂમાં રાખવા વપરાય છે. તર્જની એ જળનું પ્રતીક છે, અને તે આકાશી સ્તર સાથે સંબંધ રાખતી હોઈ આકાશી શક્તિઓ માટે વપરાય છે. માધ્યમિકા (વચલી આંગળી) અગ્નિનું પ્રતીક છે, અને તે હાથની ઠેઠ વચ્ચે આવેલી છે, તે માનસિક શક્તિઓ માટે વપરાય છે. ચોથી આંગળી અનામિકા—વાયુનું પ્રતીક છે, અને બૌદ્ધિક શક્તિઓ માટે વપરાય છે. છેલ્લી આંગળી—કનિષ્ઠિકા—જે સૂક્ષ્મ જગતમાં બહુ શક્તિશાળી મનાય છે, તે આકાશનું પ્રતીક હોઈ આધ્યાત્મિક શક્તિઓ માટે વપરાય છે. શરીરની અન્ય ઇંદ્રિયો શરીરની લોહચુંબકના સામેના કાંટાઓ છે. જેમકે, અંગુઠ અને હૃદય, તર્જની અને મસ્તિષ્ક, માધ્યમિકા અને અનામિકા અને સૂક્ષ્મ શરીર, કનિષ્ઠિકા અને ઉપસ્થ. આ શરીર જેને આપણે લોહચુંબક કહી શકીએ તેની સાથે સાથે છે કામ કરે છે.

સૂર્યોદય અને સૂર્યાસ્ત એ બે સંધિકાળમાં એક અગમ્ય અને સુષુપ્ત શક્તિ રહેલી છે. તે સમયે મનનું ઉત્થાન જલદી થઈ શકે છે, અને સાત્ત્વિકતાથી ભરપૂર હોય છે. તે વખતે મનની એકાગ્રતા પોતાની મેળે જ અને સહજ રીતે સધાય છે. આ સંધિકાળમાં જપ કરવા જોઈએ. સવારમાં ચાર વાગે પથારીમાંથી ઊઠ્યા કે તરત જ જપ અને ધ્યાન કરવું હંમેશાં સારું છે. તે વખતે મગજ શાંત અને તાજું હોય છે. ધ્યાન એ વધારે મહત્ત્વની ચીજ છે. ત્યારપછી આસન અને પ્રાણાયામ કરી ફરી થોડોક સમય જપ અને ધ્યાન કરી લેવાં. જ્યારે તમે સવારમાં ઊઠો અને ધ્યાન કરવા માંડો ત્યારે જરા ઉંઘણસીપણું લાગવાનો સંભવ છે, માટે પ્રથમ પાંચેક મિનીટ સુધી થોડાંક આસનો અને પ્રાણાયામ કરવાની જરૂર છે; અને ત્યાર પછી જપ અને ધ્યાન કરવાં.

પ્રાણાયામ કરવાથી મન એકાગ્ર થાય છે, તેથી પ્રાણાયામ કર્યા પછી જપ અને ધ્યાન કરવાં. પ્રાણાયામને શ્વાસ સાથે સંબંધ હોવાથી તે અંદરની ઇંદ્રિયો અને આખા શરીરને સારી કસરત આપે છે. એ સારામાં સારી શારીરિક કસરત છે.

બે ભ્રમરોની વચ્ચે આંખોને એકાગ્ર કરવી (ભ્રૂમધ્યદૃષ્ટિ) એ દરેક સાધક માટે ઉપયોગી ક્રિયા છે. ધ્યાનના ઓરડામાં અનુકૂળ આસને બેસી પ્રથમ અર્ધી મિનિટ સુધી આ દૃષ્ટિનો અભ્યાસ કરો અને પછી ધીમે ધીમે વધારીને તે અર્ધા કલાક સુધી લઈ જાઓ. આ અભ્યાસમાં બળજબરી કરશો નહિ. આ યોગક્રિયા મનના વિક્ષેપ દૂર કરે છે અને મનને એકાગ્ર બનાવે છે. ભગવાન શ્રીકૃષ્ણ કહે છે—

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः।

"બાહ્ય-પદાર્થો સાથેના સંયોગને બહારનો બહાર રાખી દૃષ્ટિ બે ભ્રમરોની વચ્ચે રાખો"—(અ. ૫, શ્લો. ૨૭). અને "સંપ્રેક્ષ

દૃષ્ટિ' કહે છે. ઉપર કહ્યા પ્રમાણે અનુકૂળ આસને બેસીને દૃષ્ટિને ધીમે ધીમે અર્ધી મિનિટથી વધારી અર્ધા કલાક સુધી નાસિકાના અગ્ર ભાગે રોકજો. આંખોને તાણ આપશો નહિ. ભગવાન શ્રીકૃષ્ણે આ બાબતમાં પણ સૂચના કરેલી છે. તો સમુખદૃષ્ટિ અગર નાસાગ્રદૃષ્ટિ એ બેમાંથી એકને તમારા સ્વભાવ અને શક્તિ પ્રમાણે પસંદ કરો.

કેટલાક સાધકો આંખો ઉઘાડી રાખીને, કેટલાક આંખો બંધ રાખીને ધ્યાન કરે છે. જો તમે આંખો બંધ કરીને ધ્યાન કરશો તો આંખમાં ત્રાસ થશે નહિ. ધ્યાન કરનારાઓમાંના [illegible] ને ઝોકામાં ઊંઘ આવે છે, માટે તમારી સામાન્ય અક્કલનો ઉપયોગ કરો. તમને અનુકૂળ પડે તે રીતે પ્રયોગ કરશો. એમાં બીજાં જે કાંઈ વિઘ્નો આવે તે બુદ્ધિ વાપરી દૂર કરશો. "બ્રુસ રાજા અને કરોળિયા"ની વાત યાદ કરી ખંત અને ધીરજ રાખશો. આ આધ્યાત્મિક યુદ્ધમાં સખત પ્રયત્નો કરવા પડશે અને તો જ તમને અંતે ફત્તેહ મળશે.

હરિ 'ઓમ્' અથવા 'શ્રી રામ'નો માનસિક જપ કરવાથી સર્વ રોગો દૂર થઈ શકે છે. પણ તે નિયમપૂર્વક હમેશાં થવા જોઈએ અને કદિ પણ ચૂકવા જોઈએ નહિ. જપ એ ખોરાક છે, આત્માનો દિવ્ય ખોરાક છે. ભગવાન ઈસુએ કહ્યું છે કે—"માણસ અન્નથી જ એકલો જીવતો નથી, પણ પ્રભુના મુખમાંથી નીકળતાં વચનોથી જીવે છે." જપ અને ધ્યાન વખતે જે અમૃત ઝરે છે તે પીને તમે જીવી શકો છો. મંત્રનું યાંત્રિક ઉચ્ચારણ પણ ખૂબ અસરકારક નીવડી શકે છે. તે મનને વિશુદ્ધ બનાવે છે, અને મનની આગળ ચોકીદારનું કામ કરે છે. તે તમને જણાવે છે કે મનમાં બીજા કોઈ દુન્યવી વિચારો પેઠા છે. એથી તરત જ તમે એ વિચારોને દૂર કરી મંત્રનું સ્મરણ કરી શકો છો. યાંત્રિક રીતે જપ કરવાથી પણ મનનો થોડોક ભાગ તો રોકાયેલો રહે છે.

તમારો મિત્ર જમવા બેઠો હોય અને તમે મિઠા કે મરચા શબ્દોનો ઉચ્ચારણ કરો તો તેને ચિંતા થશે પણ તમો મિઠાઈનું નામ બોલો તો તેના મોંમા પાણી છૂટશે આથી મન નકી કે દરેક શબ્દમા શક્તિ રહેલી છે, જ્યારે સામાન્ય શબ્દોમા આટલી શક્તિ છે તો પછી પ્રભુના નામમા કેટલી શક્તિ હશે તેનો વિચાર કરો પ્રભુના નામનો જપ અગર વિચાર પણ મન પર ભારે અસર કરે છે એ ચિત્તને ફેરવી નાખે છે, મનના ગંદા જૂના સંસ્કારોને દૂર કરે છે, આસુરી સ્વભાવને કાઢી નાખી તમને પ્રભુની સન્મુખ આણી મૂકે છે આમા જરાયે વાર રાખવા જેવુ નથી. અરે, શયનાધીન નાસ્તિકો, જાગો, જાગો, આ ઉપાડો હમેશા પ્રભુના નામનો જપ કરો, ચિંતન કરો

માળામા ૧૦૮ મણકા હોય છે તમારે રોજ ૨૦૦ થી ૫૦ માળા ફેરવવી જોઈએ. જેમ હમેશા બે વખત ખોરાક લેવાની તથ ચ્હા પીવાની ચીવટ રાખો છો તેમ દરરોજ ચાર વખત—સવારે બપોરે, સાંજે અને રાત્રે જપ કરવાની ઉત્કંઠતા રાખો મરણ તો ગમે ત્યારે આવશે, તે કાંઈ આગળથી ખબર આપવાનું નથી તો પછી શ્રી રામ શ્રી રામ બોલતાં હસતા રમતા તેને મળો અને અનંત સુખ શાંતિ તથા આનંદ આત્મજ્ઞાનમા ભળી જાઓ, તમે મુસાફરી કરવા નીકળ્યા હો ત્યારે પણ જપ અને ગીતાપાઠ ભૂલશો નહિ. મુસાફરીમાં તમે ખાતાપીતા નથી? તો પછી જે તમને ખાવા આપે છે અને બધી રીતે તમારી કાળજી રાખે છે એવા અંતર્યામિ ભગવાનને બેદરકાર થશો નહિ. બજારમાં પણ જપ થઈ શકે, પણ તે માનસિક જપ કરજો. બહેનો પણ માસિકધર્મ વખતે માનસિક જપ કરી શકે જે લોકો મોક્ષ મેળવવા નિષ્કામ ભાવે જપ કરે છે તેમને માટે કોઈ જાતનો નિષેધ હોતો નથી પરંતુ, જ્યારે માણસ સકામ ભાવે—ધન, પુત્ર કે સ્વર્ગ મેળવવા કોઈ મંત્રનો જપ કરે ત્યારે વિધિનિષેધ કરવા પડે છે, મગ

મંત્રનું વિસર્જન કરતી વખતે પણ તમે ગળામાં માળા રાખી શકો છો.

જો તમે બહુ કામગરા માણસ હો અને હમેશાં મુસાફરીમાં જીવન ગાળતા હો તો તમારે ધ્યાન માટે ખાસ સમયની જરૂર નથી. શ્વાસની સાથે તમે સોઽહમ્ જપ અને ધ્યાન કરો. અને આમ કરવું સહેલું છે. તે વખતે તમારો દરેક શ્વાસોચ્છ્વાસ એ પ્રાર્થના અને ધ્યાન બની જશે. સોઽહમ્ યાદ રાખો. તેની હાજરી દરેક સ્થળે અનુભવો. આટલું બસ છે.

શ્રી રામચંદ્રના ઇષ્ટ દેવના ભગવાન શંકર હતા. તેથી રામના ભક્તે પહેલાં છ માસ ૐ નમઃ શિવાય એ મંત્રનો જપ કરવો. તો તેને રામના દર્શન જલદી થશે. જો જપ કરતાં તમને ઊંઘ આવે તો અર્ધો કલાક ઊભા રહી જપ કરો. આથી તમારી ઊંઘ જતી રહેશે. મોં ઉપર ઠંડું પાણી છાંટો. રાત્રે અર્ધો શેર દૂધ અને થોડાંક ફળોનો આહાર કરો. ભારે ભોજન કરશો નહિ.

તમે ૧૪ કલાકમાં હરિ ઓમ્ જપની ૨૦૦૦ માળાઓ ફેરવી શકો. 'શ્રીરામ' મંત્રના એક લાખ જપ તમે ૭ કલાકમાં કરી શકો. અર્ધા કલાકમાં તમે શ્રીરામ મંત્રના ૧૦૦૦૦ જપ કરી શકો. જો તમે કોઈ મંત્રના ૧૩ કરોડ જપ કરી શકો તો તમને જરૂર તમારા ઇષ્ટ દેવતાના પ્રત્યક્ષ દર્શન થશે અને આ તમે ઉત્કટતાથી ચાર વર્ષમાં કરી શકો.

નામ અને રૂપ અભિન્ન છે. શબ્દ અને વિચાર અભિન્ન છે. જ્યારે તમે તમારા પુત્રના નામનું ચિંતન કરો ત્યારે તેની આકૃતિ તમારા મન આગળ ખડી થશે. તે જ પ્રમાણે 'રામ રામ' 'કૃષ્ણ કૃષ્ણ'નો તમે જપ કરો ત્યારે રામ અથવા કૃષ્ણનું સ્વરૂપ તમારા મન આગળ ખડું થશે. તેથી જપ અને ધ્યાન એક સાથે રહેલાં છે.

માળા એ ઈશ્વર તરફ તમને પ્રેરનાર ચાબખો છે. જેમ તમે વકીલને જુઓ અગર તેનો વિચાર કરો ત્યારે તમારા મન આગળ અદાલત, કેસો, ખતપત્રો અને અસીલોનો ખ્યાલ ખડો થાય છે, તેમ જ્યારે તમે માળા જુઓ અગર તેનું સ્મરણ કરો ત્યારે પવિત્રતા, વિશુદ્ધિ, દિવ્યતા, મહિમા, તેજસ્વિતા, જ્ઞાન, શક્તિ, પ્રેમ, સર્વશક્તિમત્તા વગેરેના ખ્યાલ તમારા મગજમાં આવશે જ. તેથી એ માળા સદા તમારા ગળામાં રાખો અને જપ કરો. હે શિષ્ય જનો, માળા પહેરતાં તમને શરમ આવવી જોઈએ નહિ. તેનાથી તમને હમેશા પરમાત્માનું અને આત્મસાક્ષાત્કારનું સ્મરણ થયા કરશે. એ માળા તો તમારી રત્નજડિત કિંમતી માળા કરતાં પણ વધારે કીમતી છે, કારણ કે આ માળા તમારા મનને દિવ્ય વિચારોથી ભરી દે છે અને તમને તમારા ધ્યેય તરફ લઈ જવાના સાધનરૂપ છે.

કેટલાક માણસો માનસિક જપ બહુ જલદીથી કરે છે પણ થોડા કલાક પછી તેમનું મન જડ બની જાય છે, અને તેથી તેઓ જપનું કામ સારી રીતે કરી શકતા નથી. તેમનો વેગ ઓછો થઈ જાય છે. જેઓ ઘડિયાળ પ્રમાણે જપની માળાઓ ગણતા હોય તેમને આવી જડતા લાગે તો મણકા ફેરવવા માંડવા. જો મણકા ફેરવતા દુખાવો થતો હોય તો ગોમુખીનો ઉપયોગ કરવો. આથી હાથને આરામ રહેશે.

હમેશા મધ્યમ વેગ રાખવો ઠીક રહેશે. જપનો સારામાં સારો લાભ ઉઠાવવા માટે વેગની જરૂર નથી, પણ ભાવ અને ધ્યાનની જરૂર છે. જપના ઉચ્ચારણમાં પણ અક્ષર શુદ્ધિ જોઈએ. મંત્રનો દરેક શબ્દ બહુ સાવધાનતાથી ઉચ્ચારવો જોઈએ. અશુદ્ધ ઉચ્ચાર ન થાય એ ધ્યાનમાં રાખવું જોઈએ. જેમ કોઈ ભાડૂતી કારીગર પૈસા કમાવા માટે

જલદીથી કામ એંચી નાખે, તેમ કેટલાક માણસો જલદીથી ૯ કલાકમાં એક લાખ જપ કરી નાખે છે. ઈશ્વરની સાથે આવું બાહ્ની કે ઠંટૂકી કામ ચાલતું નથી. તેમાં તો સાચી ભક્તિ જ જોઈએ. ખૂબ જલદીથી જપ કરવામાં કોઈકવાર ફાયદો છે, ને એ કે જ્યારે તમારા મનને જડતા લાગતી હોય અગર મન વિષયોમાં ભટકતું હોય ત્યારે ૧૫-૨૦ મિનીટ સુધી આવી ઉતાવળ કરી શકાય આ રીતે મનની જડતા જતી રહેશે અને તે ફરીથી એકાગ્ર થશે.

જેઓ પુરશ્ચરણ કરે છે અને રોજની નોંધ રાખે છે તેમણે નોંધમાં બહુ ચોકસાઈ રાખવી જોઈએ. તેમણે મન ઉપર ખૂબ બારીક તપાસ રાખવી જોઈએ, અને જો જપ કરતાં મનને જડતા લાગતી હોય તો તે જડતા દૂર કરવા વિશેષ જપ કરવા જોઈએ. આથી વધારે સારી રીત એ છે કે જ્યારે મન બરાબર કામ કરતું હોય ત્યારે કરેલા જપને ગણતરીમાં લેવા, પણ જ્યારે મન જડ થયું હોય ત્યારે કરેલા જપ હિસાબમાં લેવા નહિ. આ અદીમલામન માર્ગ છે.

પ્રભુ આપણને ઈન્દ્રિયો અને મનને કાબુમાં રાખવા અને એક ધ્યાનથી જપયોગ આચરવા શક્તિ અને હિંમત આપો! જપયોગની અગમ્ય શક્તિ અને તેથી થતા અદ્ભુત ફાયદાઓમાં આપણી અટલ શ્રદ્ધા રહો! પ્રભુના નામનો મહિમા આપણે સૌ પિછાની શકીએ અને અનુભવી શકીએ! પ્રભુનામના મહિમાનો પ્રચાર આપણે આખા દેશભરમાં કરીએ! પ્રભુનો અને પ્રભુ નામનો જય હો! શ્રી શિવહરિ રામ કૃષ્ણની શુભાશિષ આપણ સૌ પર ઊતરો!

## ૨. ભગવાન દર્શન આપે છે

મથુરાં પાસે હથેના નામે ગામ છે. ત્યાં કોઈક સ્વામી કૃષ્ણાનંદ પોતાની મંડળી સાથે એક રાત્રે કીર્તન કરતા હતા. તે દિવસ ઈ.સ. ૧૯૩૭ના ૧૦ની ઓકટોબરનો હતો. તે વખતે, એક ભક્ત સ્ત્રી જેને કીર્તનમાં ખૂબ રસ હતો તે પોતાની છોકરીને ઘરમાં તાળુ વાસી-

રાખી કીર્તનમાં આવી. ઘરમાં તે છોકરી સિવાય બીજું કોઈ હતું નહિ. જ્યારે કીર્તન પૂરું થયા પછી તે પાછી ફરી ત્યારે તેણે છોકરીને રમતી અને હસતી જોઈ. માએ છોકરીને પૂછ્યું કે તું કોની સાથે રમતી હતી? ત્યારે છોકરીએ કહ્યું 'આ વૃદ્ધ માણસ સાથે રમું છું. તું એમને જોતી નથી?' છોકરી આમ ત્રણ વાર પણ મા કોઈને જોઈ બોલી, શકતી નહોતી. તે વૃદ્ધ પુરુષ તે ભગવાન શ્રીકૃષ્ણ હતા. તે અલોપ થઈ ગયા. જ્યાં ભક્તિ શ્રદ્ધા હોય છે ત્યાં ભગવાન જરૂર હોય છે જ. જ્યાં કામ (ઇચ્છા) હોય છે ત્યાં રામ હોતા નથી.

મેરઠમાં રામકુટિર નામે આશ્રમ છે, જ્યાં સન્યાસીઓ રહે છે. તેની પાસે શ્રી ગંગાપ્રસાદ નામે વકીલનો બંગલો છે. તે વકીલને એક છોકરી છે. તે ખૂબ ભક્ત છે ને ભગવાન કૃષ્ણનું રોજ પૂજન કરે છે. એ પૂર્વજન્મના તેના સંસ્કારોને લીધે છે. તે હંમેશા બાગમાંથી જાતે પુષ્પો ચૂંટી લાવતી. એક દિવસ વહેલી સવારે તે ફૂલો ચૂંટતી હતી, તેવામાં મોરપિચ્છના મુગટવાળો એક છોકરો તેની પાસે આવી કહેવા લાગ્યો, "બહેન, આ મંત્રનો જપ કરજે." આમ બોલી તેણે એક મંત્ર આપ્યો અને પછી તે અલોપ થઈ ગયો. એ છોકરો તે ભગવાન શ્રીકૃષ્ણ સિવાય અન્ય કોણ હોઈ શકે? આ બનાવ ૫ મી ઓક્ટોબર ૧૯૩૪ ને દિવસે બન્યો. આ કળિયુગમાં પણ જો તમારામાં ભક્તિ અને શ્રદ્ધાનું એક કિરણ પણ હશે તો ભગવાન તમને દર્શન આપવા તૈયાર છે.

તા. ૧૪ નવેમ્બર ૧૯૩૪ ને દિવસે ફરુકાબાદમાં એક ૧૮ વર્ષનો છોકરો મને મળ્યો. તે ભગવાન શંકરનો ભક્ત હતો. તે કેટલાક મહિનાઓથી ઓમ્ નમઃ શિવાય નો જપ કરતો હતો, પણ તેને શિવજીના દર્શન થયાં ન હોતાં. એક દિવસ તે ખૂબ અકળાયો અને આપઘાત કરવા તૈયાર થયો. આખરે એ એક ભયંકર સર્પ (જેનું

અહીં વર્ણન આપવાની મારે જરૂર નથી) કરવા લાગ્યો ત્યારે કૈલાસપતિ ભગવાન્ શંકર ચક્રચક્તિ પૂરા પ્રકાશમાં તે છોકરાની આગળ ઉપસ્થિત થયા. છોકરાએ અવાજ સાંભળ્યો "વત્સ, તારે શું વરદાન જોઈએ છે? માગ." તેણે કહ્યું, પ્રભો! મને ફરી વાર આપનાં દર્શન થાય એ માગું છું." પરંતુ ભગવાન્ શંકર ફરી વાર તેની આગળ પ્રગટ થયા નહિ. અત્યારે પણ એ છોકરો ફરુખાબાદમાં છે. ત્યાંના ડેપ્યુટી કલેક્ટર ભગવાન પ્રસાદ તે છોકરાને મારી પાસે સરસ્વતી ભવનમાં લાવ્યા હતા.

## ૩. રામાયણનું રહસ્ય

રામાયણનું રહસ્ય મન સંયમથી જીવન્મુક્તિ પ્રાપ્ત કરવી એ છે. લંકાના દશ મસ્તકવાળા રાવણનો નાશ કરવો એટલે મનની દશ વૃત્તિઓનો વિનાશ કરવો એ છે. એ વૃત્તિઓ આ રહી. રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, મત્સર, અને દંભ. સીતા એ મન છે. રામ બ્રહ્મ છે. સીતા પોતાના પતિ રામ સાથે એક થાય છે, એટલે કે મન ધ્યાન અને સતત ધ્યાનથી બ્રહ્મમાં લીન થાય છે. આ રામાયણનો ગૂઢ ઉપદેશ છે. રામ એ દ્વાક્ષર મંત્રનો ભાવના અને એકાગ્રતાથી કરેલો જપ મનના સંયમ તરફ અને અંતે સમાધિ તરફ લઈ જાય છે. અહીં ધ્યાતા અને ધ્યેય, ઉપાસક અને ઉપાસ્ય એક બની જાય છે, મન રામથી ઉભરાઈ જાય છે. તે તદાકાર, તદ્રુપ, તન્મય અને તલ્લીન બની જાય છે. તમે જેવા વિચાર કરશો તેવા તમે થશો. મન રામરૂપ બની જાય છે. જીવની ઇચ્છા એ રામની ઇચ્છા, ભગવાનની ઇચ્છા બની જાય છે, જીવાત્મા હવે જીવાત્મા મટી જાય છે.

દ્વિઅક્ષરી રામમંત્ર સૌથી ઉત્તમ મંત્ર છે, કારણકે તે પંચાક્ષરી અને અષ્ટાક્ષરી એ મંત્રોમાંથી બનેલો છે 'ૐ નમો નારાયણાય' એ મંત્રમાંથી 'રા' લીધેલો છે, અને 'ઓમ્ નમઃ શિવાય' એ

જે કોઈ આ ષોડશાક્ષરી મંત્રનો ૩૨ કરોડ * વાર જપ કરશે તે બ્રહ્મહત્યાના પાપમાંથી, સુવર્ણની ચોરીના પાપમાંથી, નીચ જાતિની સ્ત્રીઓ સાથે મૈથુન કર્યાના પાપમાંથી, પિતૃઓ દેવો અને મનુષ્યોના પાપમાંથી તે મુક્ત થાય છે સર્વ ધર્મોનો ત્યાગ કર્યાં છતાં તે બધાં પાપમાંથી મુક્ત થાય છે સર્વ બંધનોમાંથી એ તત્ક્ષણ મુક્ત થાય છે એવું ઉપનિષદનું કથન છે

## ૫. ગાયત્રીનું ધ્યાન

ॐ भूर्भुवः स्वः तत्सवितुर्वरेण्यम्
भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ।

### શબ્દાર્થ

ॐ પરમાત્મા પરબ્રહ્મ
ભૂ: ભૂલોક
ભુવ: અંતરિક્ષ
સ્વ: સ્વર્ગલોક
તત્ પરમાત્મા
સવિતુ: ઈશ્વર ઉત્પન્ન કરનાર
વરેણ્યમ્ પૂજ્ય
ભર્ગો પાપનાશક
દેવસ્ય જ્ઞાન સ્વરૂપ
ધીમહિ અમે (આપણે) ધ્યાન કરીએ છીએ
ધિય: બુદ્ધિ

* જો રોજના એક લાખ જપ કરવામાં આવે તો એક વર્ષમાં અને રોજના દસ હજાર જપ કરવામાં આવે તો દસ વર્ષમાં ૩૨ કરોડ જપ પૂરા થઈ શકે —કલિસંતરણ ઉપનિષદ

ચ જે
નઃ અમારી
પ્રચોદયાત્ પ્રકાશિત કરે

**ભાવાર્થ :** જેણે આ બ્રહ્માંડ નિર્માણ કર્યું છે, જે પૂજ્ય છે અને સર્વ પાપોનો નાશ કરનાર છે તે ઈશ્વરનું આપણે ધ્યાન ધરીએ. તે આપણી બુદ્ધિને પ્રકાશિત કરો.

સાધક ગાયત્રીમાતાને પ્રાર્થના કરે છે : "હે પ્રેમાળ માતા, મેં અત્યારે અશુદ્ધ બુદ્ધિથી અવિદ્યાને લીધે આ શરીર ધારણ કર્યું છે મારી બુદ્ધિને વિશુદ્ધ બનાવો, જેથી હું મારું સાચું સ્વરૂપ સમજી શકું. મને જ્ઞાનનો પ્રકાશ આપો."

આ બ્રહ્મ-ગાયત્રી મંત્ર છે. ગાયત્રી વેદોની માતા છે. જેમ ગાયના દૂધથી ઉચ્ચતર બીજું કોઈ દૂધ નથી તેમ ગાયત્રી મંત્રથી ઉચ્ચતર બીજો કોઈ મંત્ર નથી. જેમ ૐમંત્ર અથવા પ્રણવ સંન્યાસીઓ માટે વિદિત છે તેમ બ્રહ્મચારી અને ગૃહસ્થો માટે ગાયત્રી મંત્ર છે. ૐકારના જપથી જે ફળ થાય છે તે જ ફળ ગાયત્રી મંત્રના જપથી થાય છે. જે ધ્યેય પરમહંસ સંન્યાસી પ્રાપ્ત કરી શકે છે તે જ ધ્યેય ગાયત્રી મંત્રથી બ્રહ્મચારી અથવા ગૃહસ્થી પ્રાપ્ત કરી શકે છે.

સવારે ૪ વાગે બ્રાહ્મમુહૂર્તમાં ઊઠી, પદ્માસન સિદ્ધાસન અથવા વીરાસને પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ બેસી (કમળમાં બેઠેલા પંચમુખી) ગાયત્રી દેવીના જપ અને ધ્યાન કરો. ઓરડામાં ધૂપ કરો. ઉનાળો હોય તો સ્નાન કરજો, અને શિયાળો હોય તો હાથપગ મોં ધોઈ આચમન કરજો. બે અથવા તેથી વધારે કલાક જપ કરજો. તે જ પ્રમાણે રાત્રે પણ ૭ થી ૮ ની વચ્ચે અભ્યાસ કરજો. સાથે સાથે મનમાં એવી ભાવના કરજો કે તમને સતત ગાયત્રીમાથી પ્રકાશ અને પવિત્રતા અને જ્ઞાન મળતા રહે છે. આ અગત્યની બાબત છે. આખો બ્રહ્મ

મ ધ્યા અને ગાયત્રી એ- જ છે કે ગાયત્રીનુ ધ્યાન કરે છે તે ભગવાન વિષ્ણુનુ ધ્યાન કરે છે

ગાયત્રીનો જપ ગમે તે સ્થિતિમા કરી શ કાય છે—સૂતા, બેસતા કે ચાલતા એના જપથી કોઈ જાતનુ પાપ થતુ નથી તેથી દરેક મનુષ્યે આ ગાયત્રી મત્ર વડે રો જ ત્રિકાળ સધ્યા કરવી જોઈએ ગાયત્રીમત્ર દરેક હિન્દુ માટે વિહિત છે વેદમા પરમાત્માની આજ્ઞા છે કે—સમાનો મંત્ર "સૌને માટે એક સમાન મ ત્ર ગયો" મા ગાયત્રી મ ત્ર એ સૌને માટે છે ઉપનિષદોની બ્રહ્મવિદ્યા એ ચાર વેદોનુ રહસ્ય છે અને ત્રણ વ્યાહૃતિ સાથેની ગાયત્રી એ ઉપનિષદોનુ રહસ્ય છે તેથી જે ગાયત્રીને બરાબર સમજે છે તે જ ખરો બ્રાહ્મણ છે તે વિના તે શૂદ્ર છે.

### ત્રણ પ્રકારના જપ

શાણ્ડિલ્ય ઉપનિષદ્મા શાણ્ડિલ્ય ઋષિએ કહ્યુ છે કે—"વૈખરી (મોટેથી) જપ વેદમા જણાવ્યા પ્રમાણેનુ ફળ આપે છે ઉપાંશુ (ધીમે સાંભળી ન શકાય તેમ કરેલો) જપ વૈખરી કરતા હજાર ગણુ ફળ આપે છે, જ્યારે માનસિક જપ વૈખરી કરતા કરોડ ગણું ફળ આપે છે"

### ગાયત્રીનો મહિમા

(મનુસ્મૃતિ—અધ્યાય ૨)

૭૬ પ્રજાપતિ બ્રહ્માએ ત્રણ વેદોમાથી અકાર, ઉકાર અને મકારનુ (ઓમનુ) તથા ભૂર્ભુવ સ્વ એ ત્રણ વ્યાહૃતિઓનુ દોહન કર્યું

૭૭, પરમેષ્ઠી બ્રહ્માએ ઋચાથી શરૂ થતા આ ગાયત્રી અથવા સાવિત્રી મ ત્રના ત્રણ પાદનુ દોહન ત્રણ વેદોમાથી જ કર્યું.

૭૮ જે દ્વિજ એકાંતમા આ ત્રણેનો (ઓમ—ત્રણ વ્યાહૃતિ અને ગાયત્રીનો) ૧૦૦૦ વાર જપ કરશે તે, જેમ સર્પ કાચળીથી મુક્ત થાય છે તેમ મહાપાપમાંથી મુક્ત થશે

૮૧ આ ઓમ્‌કારપૂર્વક ત્રણ વ્યાહૃતિઓ સાથેની ત્રિપદા ગાયત્રી એ વેદનું મુખ છે

૮૨ જે ત્રણ વર્ષ સુધી તન્દ્રારહિત થઈ આ ઋચાનો (ગાયત્રીનો) નિત્ય જપ કરશે તે આકાશ રૂપ બની વાયુની માફક સંચરશે અને પરબ્રહ્મને પ્રાપ્ત કરશે.

૮૩ એકાક્ષર (ઓમ્) એ પરબ્રહ્મ છે, પ્રાણાયામ પરમ તપ છે, ગાયત્રીથી કોઈ વધારે મહાન્ નથી સત્ય એ મૌન કરતા વિશેષ છે

૮૪ હોમ હવન વગેરે બધી વૈદિકી ક્રિયાઓ નાશવંત છે, પણ 'ઓમ્' એ અક્ષર ( અવિનાશી ) છે

હમેશા જપ મધ્યાહ્ન પહેલા પૂરા કરવા જોઈએ મધ્યાહ્ન પછી નહિ મંત્રના બધા જ શબ્દોના શુદ્ધ ઉચ્ચાર થવા જોઈએ જપમાં ઉતાવળ કરવી નહિ ગાયત્રી મંત્રનો અર્થ હમેશા મન આગળ રાખવો જપને અંતે ગાયત્રીદેવીને પ્રસન્ન કરવા હવન કરવો અથવા હવનને બદલે ૭ લાખ જપ કરવા પુરશ્ચરણો જેટલા કરવા હોય તેટલા કરવાં.

૮૫ ત્રણ પ્રકારના જપનું ફળ નિત્ય નૈમિત્તિક યજ્ઞો કરતાં જપયજ્ઞ ( મોટેથી કરેલ ગાયત્રી જપ ) દશ ગણું ફળ આપે છે ઉપાંશુ જપ સો ગણું ફળ આપે છે, જ્યારે માનસિક જપ હજારગણું ફળ આપે છે,

૮૬ દર્શ, પૌર્ણમાસ વગેરે વિધિયજ્ઞો તથા વૈશ્વદેવ વગેરે ચાર યજ્ઞો એ બધા મળીને જપ યજ્ઞના સોળમા ભાગ જેટલા યે નથી.

૮૭ બ્રાહ્મણ બીજી ધાર્મિક વિધિઓ ભલે ન કરે પણ તે એકલા ગાયત્રી જપથી જ સિદ્ધિ પ્રાપ્ત કરે છે

## ગાયત્રી જપના લાભ

ગાયત્રી વેદોની માતા છે તે પાપનો નાશ કરે છે ગાયત્રી કરતાં

વિશેષ પવિત્ર મંત્ર, આ જગતમાં કે સ્વર્ગમાં નથી. વેદાંગો સહિત ચાર વેદોના પઠનથી જે ફળ મળે છે તે ગાયત્રીજપથી મળે છે, આ મંત્રનો દિવસમાં ત્રણ વખત જપ કરવાથી કલ્યાણ અથવા મોક્ષ મળે છે. વેદોનો મહામંત્ર છે. તે પાપનો નાશ કરે છે એટલુ જ નહિ, પણ તેનાથી સંપૂર્ણ આરોગ્ય, સૌંદર્ય, બળ, શક્તિ અને બ્રહ્મતેજ પ્રાપ્ત થાય છે.

ગાયત્રી ત્રિવિધ તાપ (દુઃખ)નો નાશ કરે છે, ગાયત્રી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થો અપાવે છે, તે અવિદ્યા, કામ અને કર્મ એ ત્રણ અજ્ઞાન ગ્રંથિઓને દૂર કરે છે, ગાયત્રી મનને શુદ્ધ કરે છે અને અષ્ટ સિદ્ધિઓ અપાવે છે ગાયત્રી મનુષ્યને બલવાન્ અને બુદ્ધિશાળી બનાવે છે અંતમા, ગાયત્રી મોક્ષ (જન્મ મરણથી મુક્તિ) અપાવે છે.

સતત પૂજનથી મન વિશુદ્ધ થાય છે, તેમા સદ્‌વિચારો સ્ફુરે છે, અને સુસંસ્કારો દૃઢ થાય છે "માણસ જેવુ વિચારે તેવો જ બને છે," એ માનસશાસ્ત્રનો નિયમ છે જે માણસનુ મન હમેશા સારા પવિત્ર વિચારો કરે છે તે માણસની વૃત્તિ તેવી જ કહેવાય છે, તેનું ચારિત્ર્ય પણ તેવુ જ થાય છે જ્યારે જપ વખતે મન ગાયત્રીની મૂર્તિનુ ધ્યાન કરે છે તે વખતે તેના મનની વૃત્તિ પણ તદાકાર બની જાય છે, અને તેની અસર મન પર હમેશની રહે છે આનુ નામ 'સંસ્કાર'. જ્યારે આ ક્રિયા વારંવાર થાય છે ત્યારે સંસ્કારો દૃઢ થાય છે અને મનની વૃત્તિ બંધાય છે અગર ટેવ પડે છે જે દિવ્યતાના વિચારો કરે છે તે સતત મનન અને ધ્યાનથી જાતે જ દિવ્ય બની જાય છે. તે વખતે ધ્યાયક અને ધ્યેય, પૂજક અને પૂજ્ય, વિચારક અને વિચાર્ય એક બની જાય છે. આનું નામ સમાધિ. એ ઉપાસનાનું ફળ છે

મૈંનના ૧૭ પુરશ્ચરણો કર્યા હતા તેમણે પૂર્વ જન્મોમાં ૧૭ 'પ્રહ્લ ક્યાંએ કરી હતી તેથી' આવા પુરશ્ચરણો કર્યા છતા તેમને ભગવાન કૃષ્ણના દર્શન થયા નહિ પરંતુ ૧૮મું પુરશ્ચરણ અર્ધું થયું ને તેમને ભગવાનના દર્શન થયા આ જ નિયમ ગાયત્રી પુરશ્ચરણને પણ લાગુ પડે છે

## ગાયત્રીજપ માટે સૂચનાઓ

૧. પ્રાચીન સમયમા આર્ય સન્નારીઓ ઉપવીત ધારણ કરતી અને ગાયત્રીમંત્ર જપતી મનુ મહારાજ આની વિરુદ્ધ હતા

૨. પુરશ્ચરણ પૂર્ણ થયા પછી હવન કરવા, અને દેવીને પ્રસન્ન કરવા બ્રાહ્મણો, સાધુઓ તથા ગરીબ લોકોને ભોજન કરાવવુ

૩. જેઓ પુરશ્ચરણ કરતા હોય તેમણે દૂધ અને ફળનો આહાર કરવો આથી મન સાત્વિક અને પવિત્ર થશે.

૪. જ્યારે મોક્ષ માટે નિષ્કામ ભાવે કોઈ મંત્રનો જપ કરતા હો ત્યારે કોઈ જાતના વિધિનિષેધ હોતા નથી જ્યારે તમે સકામભાવે જપ કરતા હો, કાંઈક ફળની આશા રાખી જપ કરતા હો ત્યારે જ વિધિનિષેધ પાળવાના હોય છે.

૫ જો ગંગાતટે અશ્વત્થ વૃક્ષ નીચે અથવા પંચવૃક્ષ નીચે ગાયત્રી પુરશ્ચરણ કરો તો જલદી મંત્રસિદ્ધિ થાય છે

૬ જો રોજ ગાયત્રી મંત્રના ૪૦૦૦ જપ કરો તો આખું પુરશ્ચરણ ૧ વર્ષ, ૭ માસ અને ૨૫ દિવસમા પૂરૂ થાય જો તમે એ જપ જરા ધીમે કરો તો ૪૦૦૦ જપને રોજ ૧૦ કલાક લાગે પણ છે સુધી રોજ આટલા જપ કરવા જ જોઈએ

૭ પુરશ્ચરણ કરતા હો ત્યારે કડક બ્રહ્મચર્ય પાળવુ જોઈએ. તો તમને ગાયત્રી દર્શન સહેલાઈથી થશે જો થોડા કાળ બ્રહ્મચર્ય ન

પાળી શકે તેમણે થોડોક સંયમ રાખવો જોઈએ આ બીજી શા છે

૮ પુરશ્ચરણ વખતે અખંડ મૌન રાખવાથી ઘણો ફાયદો થાય છે જે લોકો અખંડ મૌન ન રાખી શકે તેમણે મહિનામાં એક સપ્તાહ અગર રવિવારે મૌન રાખવું

૯ જે લોકો પુરશ્ચરણ કરતા હોય તેમને સંખ્યાની સંખ્યા પૂરી ન થાય ત્યાં સુધી આસનપરથી ઊઠવું નહિ તેમ આસન બદલવું પણ નહિ

૧૦ સંખ્યાની ગણતરી માળાથી આંગળીઓની અગર ઘડિયાળથી કરી એક કલાકમાં તમે કેટલા જપ કરી શકો ને એકવાર નક્કી-વારો કે તમે એક કલાકમાં ગાયત્રીના ૪૦૦ જપ પૂરા થાય ઘડિયાળ વડે ગણતરી કરવાથી વધારે એકાગ્રતા લાવી શકે છે

૧૧ સવાર, બપોર અને સાંજ એમ ત્રણ વાર ધ્યાન માટે ગાયત્રીના ત્રણ પ્રકારનાં ચિત્રો હોય છે એ ત્રણ ચિત્રો ગીતા પ્રેસ ગોરખપુરમાંથી મળી શકે છે કેટલાક આખો દિવસ પંચમુખી ગાયત્રીનું જ ધ્યાન કરે છે

અવતરણો

ખરેખર આ બધુ ભૂતમાત્ર ગાયત્રી છે વાણી ગાયત્રી છે વાણીથી આ જગતનું રક્ષણ થાય છે તે ગાયત્રી ખરેખર પૃથ્વી છે ગાયત્રીને ચાર પાદ અને છ લક્ષણો છે ભૂત માત્ર ગાયત્રીનો મહિમા છે એ ગાયત્રી રૂપ બ્રહ્મ ખરેખર માનવજાતની આજુબાજુ રહેલું આકાશ છે

( છાન્દોગ્ય ઉપ૦ અ૦૩ ખંડ ૧૨ )

ખરેખર પુરુષ એ યજ્ઞ છે તેના જીવનનાં પ્રથમ ૨૪ વર્ષોને પ્રાતઃસવન કહે છે ગાયત્રીમાં ૨૪ અક્ષરો છે ગાયત્રી વડે પ્રાતર્વિધિ થાય છે '

( છાન્દોગ્ય ઉપ૦, અ૦૩, ખંડ ૧૬ )

## ઉપસંહાર

અંતમાં મારે એટલું જ કહેવાનું છે કે ગાયત્રી જપથી ગાયત્રી દેવીના દર્શન થાય છે અને છેવટે અદ્વૈત બ્રહ્મની પ્રાપ્તિ અથવા એકતા ( તન્મયતા, તલ્લીનતા, તદ્રૂપતા, તદાકારતા ) પ્રાપ્ત થાય છે, અને આરંભમાં જે સાધક ગાયત્રીને પ્રકાશ માટે પ્રાર્થના કરી હતી તે હવે ઉચ્છ્વાસમાં આવી જાય છે કે, " જે પ્રકાશનો પ્રકાશ બુદ્ધિને પ્રકાશ આપે છે તે હું છું "

વેદોની ધન્ય માતા ગાયત્રી આપણને સાચી સમજ, વિશુદ્ધ બુદ્ધિ, સચ્ચરિત્ર અને અહિંસા આપો. તે આપણા બધાં કાર્યોને દોરો ! તે જન્મ મરણના સાંસારિક ચક્રમાંથી આપણને મુક્ત કરો ! આ વિશ્વની ઉત્પાદયિત્રી ગાયત્રીનો જય હો !

## ૬. ધ્યાન કેવી રીતે કરવું.

પ્રથમ, પ્રભુના ચરણકમળમા તમારુ મન સ્થિર કરો પછી તેમના પીતાંબર પર મન જવા દો. પછી, શ્રીવત્સ, છાતીપરના કૌસ્તુભ પર, હાથનાં બાજુ બંધ, કાનનાં કુંડળ, અને મસ્તકના મુકુટ પર ધ્યાન ફેરવો. 'પછી, તેમના ચાર હાથમાનાં શંખ, ચક્ર, ગદા, પદ્મ પર અને છેવટે ચરણ પર આવો. આ પ્રમાણે વારંવાર કરો. તેમના ગુણોનું પણ ધ્યાન ધરો. આ પ્રમાણે કૃષ્ણ, રામ કે શિવનું ધ્યાન.કરો

એકવાર ઉદ્ધવે પૂછ્યું "પ્રભો, ભક્તે આપના ક્યા રૂપનું અને કયી વિધિથી ધ્યાન કરવું તે મને સંપૂર્ણ રીતે સમજાવો." તેના ઉત્તરમાં શ્રીકૃષ્ણે કહ્યું. " બહુ ઊંચા નહિ તેમ બહુ નીચા નહિ એવા આસન પર સુખેથી બેસીને, બેં હાથ શરીર પાસે સ્થિર રાખીને, દૃષ્ટિને બહાર જતી અટકાવો. ( નાકના ટેરવા પર દૃષ્ટિને સ્થિર કરો. ) શ્વાસનો રેચક અને પૂરક કરી પ્રાણાયામ કરો. ઇંદ્રિયો પર ' સંયમ

રાખો રેચક અને પૂરક એમ બંને ત્યજીને ઓમનો સતત જપ ભક્તિ પૂર્વક ચાલુ રાખો

રોજ સવાર, બપોર અને સાંજ એમ ત્રણ વાર આ ક્રિયા ચાલુ રાખવાથી એક મહિનામાં શ્વાસ ઉપર પૂરેપૂરો સંયમ આવી જશે હૃદયમાં ખીલેલા કમળના આકારની કલ્પના કરો, અને ત્યાં યોગ્ય સ્થળે સૂર્ય, ચંદ્ર અને અગ્નિ એમ ત્રણ પ્રકાશની કલ્પના કરો. તમારું મન ત્યાં એકાગ્ર કરો, અને ત્યાં કમળ પર ધ્યાન, ભાવનાથી એવા મારા સ્વરૂપની કલ્પના કરો મારું મુખ રમ્ય છે અને સુવર્ણ કુંડળથી ઝગઝગે છે મારી ગ્રીવા સુંદર અને મેઘશ્યામ છે મેં સ્વચ્છ સફેદ વસ્ત્ર પહેરેલું છે, વક્ષસ્થળ પર શ્રીવત્સ અને લક્ષ્મી વિરાજેલા છે મારા ચાર હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલા છે છે મારા ચરણ રત્નોથી પ્રકાશે છે મુકુટ, કૌસ્તુભ, મેખલા અને બાજુબંધ વગેરે આભૂષણો શોભી રહ્યા છે અને ભક્તો તરફ અનુગ્રહ દૃષ્ટિ કરેલી છે

પ્રથમ તમારી કલ્પના મારા સમગ્ર સ્વરૂપ પર, પ્રત્યેક અંગ પર ફરી વળે, અને તે પર સ્થિર થઈ જાય કે જેથી બીજા કશા તરફ ધ્યાન જાય નહિ. આ રીતે તમારું મુખ ધીરે ધીરે પ્રસન્ન અને આનંદિત થશે. જ્યારે મન બધા બાહ્ય પદાર્થોથી અલિપ્ત થઈ જશે અને ધ્યાતા, ધ્યાન તથા ધ્યેય એકતા અનુભવશે, ત્યારે જેમ સ્ફુલિંગ અગ્નિમાં લીન થઈ જાય છે તેમ તે તુરીયાવસ્થામાં આવી મારામાં લીન થઈ જશે. આ સમાધિ વારંવાર પ્રાપ્ત થવાથી તે ભેદજ્ઞાનના ભ્રમથી મુક્ત થઈ સંપૂર્ણ શાંતિને પામશે"

## ૭ માનસિકપૂજા

પુષ્પ, ચંદન વગેરેથી મૂર્તિની પૂજા કરવા કરતાં માનસિક પૂજા વધારે સારી છે પણ આરંભમાં તો મૂર્તિની પૂજા વધારે ઠીક છે

જ્યારે એમા પ્રગતિ થાય ત્યાર પછી માનસિક પૂજા કરવી શ્રી શંકરાચાર્યે "આત્મા ત્વં ગિરિજા મતિ" એ શ્લોકમા દર્શાવેલી માનસિક પૂજા સરસ છે એ શ્લોક મોઢે કરો અને પૂજાનો આરંભ કરતા પહેલા ભાવપૂર્વક મનમા બોલો માનસિક પૂજામા દેવને માનસિક પુષ્પ, અર્ઘ્ય, આચમની ચંદન, વસ્ત્ર અને નૈવેદ્ય વગેરે અર્પણ કરવાના હોય છે ભગવાન શંકર અર્જુનની [illegible] કરેલી પૂજા કરતા ભીમની માનસિક પૂજાથી વધાર પ્રસન્ન થયા હતા,

## ૮. અનુષ્ઠાન

જ્યારે નવરાત્ર આવે ત્યારે ઘરમા અગર તો હરદ્વાર કે પ્રયાગમા ગંગા કિનારે કે યમુના તટે, અનુષ્ઠાન કરો તે વખતે દુગ્ધાહાર અને ફલાહાર કરી, મૌન પાળી લાખો કરોડો જપ કરો આથી તમને અદ્ભુત ફળ પ્રાપ્ત થશે—હૃદયની વિશુદ્ધિ અને ભગવદ્દર્શન જો આ પ્રમાણે ૭ માસ સુધી તમે કરી શકો તો તે સૌથી સરસ છે અને અધ્યાત્મ શક્તિ પ્રાપ્ત કરવી હોય તો એકાન્તમા રહી પ્રખર સાધના કરવી અત્યંત આવશ્યક છે

## ૯ ભક્તિનો કેમ વિકાસ કરવો.

ભક્તિનો વિકાસ કરવા માટે આ ૭ સાધનો છે સાધુ–સન્તો અને સન્યાસીઓની સેવા પ્રભુના નામનો જપ સત્સંગ, હરિકીર્તન રામાયણ અથવા ગીતાનુ પારાયણ વૃંદાવન, પંઢરપુર, ચિત્રકૂટ, અયોધ્યા અથવા એવા કોઈ યાત્રાના સ્થાનમા રહેવુ તે. વળી, નીચેના નવપ્રકારે (નવધા) ભક્તિનો વિકાસ થઈ શકે છે,

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

"ભગવાનના નામનુ શ્રવણ કીર્તન, સ્મરણ, પાદપૂજા, અર્ચન, વંદન, સેવા, સખ્ય અને આત્મનિવેદન"

ઉપરના છેલ્લા બે શ્લોકો ખાસ મહત્ત્વના છે. તેમાં કૃષ્ણ ભગવાનના સમગ્ર ઉપદેશનો સાર આવી જાય છે. જો કોઈ એ પ્રમાણે જીવન જીવે તો પોતાનું ધ્યેય જલદી સાધી શકે છે. એમાં જરાયે સંદેહ નથી.

આત્મસમર્પણ સમગ્ર અને નિઃસંકોચ જોઈએ. તેમાં મનઃકામના હોવી ન જોઈએ. મીરાં કહે છે—

"મેરે તો ગિરધર ગોપાલ, દૂસરો ન કોઈ" એમાં સંપૂર્ણ આત્મનિવેદન છે

સાચો ભક્ત ભગવાન પાસે મુક્તિ પણ માગતો નથી. જ્યાં સુધી હૃદયના એક ખૂણામાં મુક્તિ માટેની ઝંખના રહી હોય છે ત્યાં સુધી તે ભગવાનનો સાચો ભક્ત નથી. જો કે મુક્તિની ઈચ્છા સાત્ત્વિક છે, છતાં પણ તે મુક્તિનો તો દાસ બને છે. આથી તે સ્વાર્થી છે અને પ્રભુનો ભક્ત નથી. તેણે હજુ સુધી સમગ્ર અને નિઃસંકોચ આત્મનિવેદન કરેલું નથી. મુક્તિની ઈચ્છા કરવી એ દંભ છે જ્યારે ભક્ત સંપૂર્ણ રીતે જાણે છે કે ભગવાન્ પ્રેમ અને દયાના સાગર છે ત્યારે તે ભગવાન્ પાસે શું માગી શકે ?

સાચો ભક્ત કદિ પણ ભગવાન્ સામે ફરિયાદ કરતો નથી. કાચો ભક્ત દુઃખમાં સપડાય ત્યારે ભગવાનની નિન્દા કરે છે તે એમ કહે છે કે—"મેં ૨૫ લાખ જપ કર્યા છે હું રોજ ભાગવતનું પારાયણ કરું છું. છતાં ભગવાન મારા પર પ્રસન્ન થતા નથી તેણે મારાં દુઃખો દૂર કર્યાં નથી ઈશ્વર અંધ છે. તેણે મારી પ્રાર્થના સાંભળી નથી. કૃષ્ણ ભગવાન્ કેવો નિષ્ઠુર છે ? મારી શ્રદ્ધા તેના પરથી ઊઠી જાય છે."

સાચો ભક્ત દુઃખમાં અને દરિદ્રતામાં રાચે છે. તે દુઃખ અને શોકને આવકારે છે, જેથી તે ક્ષણ વાર પણ ભગવાનને ભૂલી ન જાય.

તે સર્વથા એમ જ માને છે કે ભગવાન જે કાંઈ કરે છે તે તેના ભલા
માટે જ છે કુન્તા દેવીએ શ્રીકૃષ્ણની સ્તુતિ કરી હતી કે—" હે ભગવાન,
મને હમેશાં દુ ખ આપજે, જેથી હુ તારુ સ્મરણ કરી શકુ "

જગન્નાથપુરીમા એક સાધુ હતા જેમણે શ્રીહરિને સંપૂર્ણ આત્મ
સમર્પણ કર્યું હતુ તેમને મરડાનો રોગ થયો હતો તે કેવળ નિરાધાર
થઈ ગયા ભગવાને સેવકના રૂપમાં તેમની મહિનાઓ સુધી સેવા કરી
પ્રારબ્ધનો નિયમ અચૂક છે તેમાથી કોઈ બચી શકે નહિ એ ભક્ત
પોતાનુ પ્રારબ્ધ અહીં જ પૂરેપૂરુ ભોગવી લે જેથી તેને પુનર્જન્મ ન
થાય એવી ભગવાનની યોજના હતી તેથી ભક્તને લાંબા સમય સુધી
દુ ખ ભોગવ્યુ અને ભગવાને જાતે તેની સેવા કરી ભગવાનની કેટલી
બધી દયા છે તે જુઓ ! જે ભક્ત તેને આત્મસમર્પણ કરે છે તેનો તે
દાસ બની જાય છે

આત્મનિવેદન એટલે જંગલમા જઈને બેસવાનુ નથી કે બધી
પ્રવૃત્તિઓ બંધ કરવાની નથી કેટલાક આળસુ કે સુસ્તીને આત્મનિવેદન
કહે છે પણ એ ભયંકર ભૂલ છે, જે જોઈએ છે તે અંતરનુ સમ
ર્પણ છે અહંતા અને ઇચ્છા નિર્મૂળ થવા જોઈએ તો જ ખરેખરુ
સમર્પણ થઈ શકે જે રાજસી પ્રકૃતિ હોય છે તે સમર્પણ કરી શકતી
નથી તે જાગ્રત હોય છે તેની હલકી વૃત્તિઓ વારવાર માથુ ઊચુ
કરે છે, ને ઇચ્છાઓનુ પુનરુત્થાન થાય છે થોડોક વખત ઇચ્છાઓ
દબાઈ જાય, પણ તે ફરીથી બેવડા જોરથી ઉછળી આવે છે આ
ઇચ્છાઓમા માણસ આમ તેમ ઝોલાં ખાય છે ભગવાનની યોજનામા
સંપૂર્ણ શ્રદ્ધા રાખો અને તેની ઇચ્છાઓને સર્વથા આધીન થાઓ
તો તમારી બધી ચિંતાઓ અને બધા દુ ખો શમી જશે.

પ્રહ્લાદનુ સમર્પણ અને શ્રદ્ધા તો જુઓ ! તેણે પ્રભુચરણે સંપૂર્ણ
આત્મસમર્પણ કર્યું હતુ તેના મનમા ભગવાન સિવાય બીજા કોઈ

વિચારો હતા જ નહિ. તેથી તેના પિતા હિરણ્યકશિપુએ તેના સાથે અનેક યાતનાઓ નાખી પણ ભગવાનના અનુગ્રહથી તેને કોઈ આંચ આવી નહિ તેને પર્વત પરથી નીચે ગબડાવ્યો, હાથીના પગ તળે ચગદાવ્યો, તેને ઝેર પીવડાવ્યું, હાથપગ બાંધી તેને સમુદ્રમાં નાખવામાં આવ્યો. તેના પર સર્પો નાખવામા આવ્યા, તેના નાકમાં ઝેરી વાયુ ભરવામાં આવ્યા, તેને અગ્નિમા નાખવામાં આવ્યો, તેને કડકતી તેલની કઢામા નાખવામા આવ્યો, છતા પણ નારાયણ પરની તેની શ્રદ્ધા જરા પણ ડગી નહિ. તેની જીભ પર હમેશાં નારાયણનો જપ ચાલુ જ હતો. દરેક ભક્તની આવી શ્રદ્ધા હોવી જોઈએ

હલકી વૃત્તિઓ અને ખોટી ટેવો પૂરેપૂરી દૂર થવી જોઈએ, અને તો જ આત્મનિવેદન સંપૂર્ણ થાય. યોજનાઓ અને તર્કો કરશો નહિ. જે છે તે કાંઈ ખોટું છે? મન અને બુદ્ધિને સંયમમા રાખો તમારા મન અને ઇંદ્રિયો દ્વારા ભગવદિચ્છા અને ભગવદનુગ્રહને કામ કરવા દો. શાંત રહો ભગવાનના અનુગ્રહ અને પ્રેમને પિછાનો અને દિવ્ય આનંદનો અનુભવ કરો.

ઉત્કટતાથી પ્રભુની પ્રાર્થના કરો "હે ભગવન્! પ્રલોભનોનો સામનો કરવા માટે, મારી ઇન્દ્રિયો અને હલકી વૃત્તિઓ પર સંયમ રાખવા માટે, મારી જૂની દુષ્ટ ટેવો ટાળવા માટે તથા આત્મસમર્પણ સંપૂર્ણ અને સાચું કરવા માટે, ઇચ્છાશક્તિ મજબૂત બનાવો મારા હૃદયના સિંહાસન પર બિરાજો ત્યાંથી ક્ષણભર પણ જશો નહિ મારાં શરીર મન અને ઇંદ્રિયોને આપનું વાહન બનાવો. તારામા હંમેશા મારો નિવાસ થાય એવો મને લાયક બનાવ"

કર્તવ્ય અને જવાબદારીના બધા જ ખ્યાલ છોડી દો. ભગવદિચ્છાને સંપૂર્ણ રીતે આધીન થાઓ આત્મનિવેદનનું આ જ રહસ્ય છે. આ રીતે તમે બીલકુલ બદલાઈ જશો. આ ઉન્નત અવસ્થાનું વર્ણન થઈ શકે તેમ નથી. તમારામાં દિવ્ય તેજ ચમકશે અવર્ણ્ય સુખ, શાંતિ

અને આનંદમાં તમે તરબોળ થઈ જાઓ. તમારું વ્યક્તિત્વ મટી જશે. તમારો વ્યક્તિગત ભિન્ન પ્રભુની મહિમામાં ભળી જશે. તમારામાં દિવ્ય તેજ જાગશે. ... હવે ... જ નથી એમ જાણજો. એવું અમર ... અનુભવો કે જેમાં નિદ્રા કે ... અમને ભૂખ કે તરસનું સ્થાન નથી. પ્રભુ! તેજમાં ઝળહળો પ્રભો, વિશ્વનાથ! ચારે બાજુ શાંતિ અને આનંદ પાથરો!

## ૧૧. વિચારોની પશ્ચાદ્ભૂમિ

એક મારવાડીના વિચારોની પશ્ચાદ્ભૂમિમાં ધન હોય છે. તેનું મન હમેશાં તિજોરી પર ચોંટેલું હોય છે. તેમાં તેના ખાનામાં એક લાખમાંથી બે લાખ કેમ થાય તેના જ વિચારો અને યોજનાઓ તે ઘડતો હોય છે. એક જુવાનના મનની પશ્ચાદ્ભૂમિમાં તેની સ્ત્રી હોય છે. ડૉક્ટરના મનની પશ્ચાદ્ભૂમિમાં દર્દીઓ, દવાઓ અને દવાખાનું હોય છે. વકીલના મનમાં હમેશાં અસીલો, અદાલતો અને ન્યાયાધીશોના નિર્ણયો હોય છે. એક માતાના વિચારો તેના પુત્ર-પૌત્રો માટે હોય છે. જગતના ઘણાખરા લોકો રાગદ્વેષના જ વિચારો કરતા હોય છે અને આ જ વિચારો તેમના મનની પશ્ચાદ્ભૂમિ હોય છે.

મન તેની પશ્ચાદ્ભૂમિકામાં જશે અને ભગવાન કૃષ્ણની પ્રતિમાનું ચિંતન કરશે. ધ્યાનમાં પણ ભગવાન કૃષ્ણનાં જ દર્શન થશે. જેમ જેમ તમારી સાધના વધારે દૃઢ થતી જશે તેમ તેમ માનસિક પ્રતિમાનું ચિંતન વધારે સ્પષ્ટ થતું જશે. કચેરીના કામમાં પણ દર કલાકે બે મિનીટ આંખો મીંચી દો અને ભગવાન કૃષ્ણના સ્વરૂપનું ચિંતન કરો અને 'ઓમ્ નમો ભગવતે વાસુદેવાય' એ મંત્રનો જપ કરો. આ સરસ ટેવ છે, અને નક્કર સાધના છે. આથી મનની સ્થિતિ શાંત રહેશે, અને એકાગ્રતાથી તમે વધારે કામ કરી શકશો.

શરૂઆતમાં કદાચ મન આગળ સમગ્ર છબી નહિ આવી શકે. તમે મુખારવિન્દનું ચિંતન કરશો, તો હાથપગ મનમાંથી જતા રહેશે. જો ચરણકમળનું ચિંતન કરશો તો મુખનું ધ્યાન જતું રહેશે. પરંતુ સતત સાધનાથી મન આગળ એક આખી સ્પષ્ટ છબી તરી આવશે

મનનું એક કિરણ પદાર્થ તરફ જાય છે અને મનને તત્પદાર્થમય બનાવી દે છે. જ્યારે સાધક ભગવાન કૃષ્ણના અથવા રામના સ્વરૂપનું ચિંતન, અવિચ્છિન્ન તેલની ધાર માફક એકાગ્રતાથી કરે છે ત્યારે તેનું મન તે સ્વરૂપમય બની જાય છે. આ છબી મન ઉપર અમુક ચોક્કસ છાપ પાડે છે, આને આપણે સંસ્કાર કહીએ છીએ જો આ સસ્કાર વારંવાર પડતા રહે તો મનમા એક ટેવ બંધાય છે આટલા માટે જ સાધકને કોઈ પણ મંત્રના લાખો જપ કરવાનું કહેવામાં આવે છે. માણસ પોતાના મનને સારું અગર ખરાબ બનાવી શકે છે, અને તેનો આધાર તે મનને જે ખોરાક આપે છે તે પર રહે છે દરેક વિચાર મગજની સપાટી પર અમુક ચોક્કસ ફેરફાર કર્યા જ કરે છે

તેથી સતત પ્રયત્ન કરીને વિચારોની એક સાત્વિક પશ્ચાદ્ભૂમિ તૈયાર કરવાની જરૂર છે. નહિ તો, મન જૂના ચીલે દોડી જશે અને દુન્યવી વિચારો કર્યા કરશે. માટે સાધકે વારંવાર મનને તેની સાત્વિક ભૂમિકામાં લાવવાની જરૂર છે. શરૂઆતમાં આ ખેંચા-ખેંચ જરા

કંઈક પકડશે, પરંતુ આગળ જતાં મન તેની સાત્ત્વિક ભૂમિકામાં શાંતિથી બેસી જશે

### ૧૭. ભગવાનનાં દર્શન કેમ કરવાં

ભગવાનના સાકાર સ્વરૂપને ઈશ્વર, અલ્લા, હરિ, જેહોવાહ, સ્વર્ગીય પિતા પ્રભુ, શિવ વગેરે કહે છે

નિરાકાર સ્વરૂપને વેદાન્તીઓ 'બ્રહ્મ' કહે છે, હર્બર્ટ સ્પેન્સર 'અગમ્ય' કહે છે, શોપનહોર 'ઈચ્છા' (Will) કહે છે,

'સ્પિનોઝા તેને પદાર્થ (Substance) કહે છે

ધર્મ એટલે ઈશ્વરને જાણવાનો અને ભજવાનો શ્રદ્ધામય માર્ગ છે એ વાદવિવાદ કે ચર્ચાની વસ્તુ નથી એ આત્માનો સાક્ષાત્કાર છે એ મનમાંની નિગૂઢ અભિલાષાનું પરિણામ છે

તેથી ધર્મને જીવનની એક અમૂલ્ય ચીજ સમજો અને તેના સાક્ષાત્કાર માટે જીવનની પ્રત્યેક ક્ષણનો ઉપયોગ કરો ધર્મ વિનાનું જીવન એ મરણ છે

હમેશા સદ્‌ગુણી થાઓ સદ્‌ગુણના માર્ગમાંથી જરા પણ ચળશો નહિ. તમે પ્રામાણિક અને સદ્‌ગુણી જીવન જીવવા માટે જન્મ ધારણ કર્યો છે સદ્‌ગુણથી જ સત્યની પ્રતિષ્ઠા થાય છે, નિશાન થાઓ નિર્ભય બનો સત્યનુ આચરણ કરો અને તેનો પ્રચાર કરો

જે મનુષ્ય સત્ય બોલે છે, જે દયાળુ અને ઉદાર છે, જે ક્ષમા અને શાંતિ રાખે છે, જે ક્રોધ, લોભ અને ભયથી મુક્ત છે, જે નિર્દોષ અને પ્રેમાળ છે તે ખરેખર ઈશ્વર સ્વરૂપ છે તે જ ખરો બ્રાહ્મણ છે જેઓ આથી ભિન્ન છે તે શૂદ્ર છે

જો તમારામા નમ્રતા નહિ હોય, જો તમે સપૂર્ણ આત્મસમર્પણ ન કરી શકો તો તમે ભગવાનનો અનુગ્રહ શી રીતે મેળવી શકો ? તમારુ હિત શેમા છે એ તમે જાણો તે કરતા ભગવાન વધારે સારી રીતે જાણે છે તેની ઈચ્છાને સપૂર્ણ રીતે આધીન થવુ એ મદિરોમા જવુ. ઘટ વગાડવો તથા બીજી ક્રિયાઓ કરવા કરતા ઉચ્ચતર ભક્તિ છે પ્રભુને તમારો બાહ્ય ડોળ જોઈતો નથી તેને તમારુ હૃદય જોઈએ છે ખરા અતઃકરણથી કહો :— " પ્રભો, તારી ઈચ્છા બળવાન છે હુ તારો છુ આ સઘળુ તારુ છે " સાચા બનો પ્રેમથી અશ્રુપાત કરો એકાતમા ભક્તિપૂર્વક રડો અશ્રુથી તમારુ વસ્ત્ર ભીંજવા દો

આખો બધ કરો ( શરીર, સસાર અને માનની ) વાસનાઓનો નાશ કરો મનને અતર્મુખ બનાવો પ્રભુમા ડૂબી જાઓ અમરત્વનુ અમૃત પીઓ

જે ભગવાન્ કૃષ્ણનો સાચો ભક્ત છે તે આખા જગતમા કૃષ્ણ જ જુએ છે તેને યોગ-સિદ્ધિ સ્વયમ્ પ્રાપ્ત થએલી છે

તમે જગતથી અલગ છો એમ માનવુ એ કેવળ મૂર્ખતા છે તમે બધા સાથે એકરૂપ છો કોઈને ઈજા કરતી વખતે તમે તમારી જાતને

ઈન્તિ રે ઠો કેઈને ન ાથીં તમે તમારી જાતને ચાડ઼ો છો એમના જીવન *ે મિ તના મરણ છે

નિત્યા નનુતા દાન કેરવાં એ બહુ અઘરુ નથી પ્રભુને પ્રસન્ન કરવા એ પણ ૧, ૨ણુ નથી તે બધે જ છે તે તમારા હૃદયમા બેઠેલા છે હમેશાં તેનુ ચિન્તન (સાગર સગ ૧) કરો ઉંડાણથી પ્રાર્થના કરો 'હે ભગવાન્ ! મારા પર દયા કરો મારા પ્રિય ચતુ એનો તમારુ વિશ્વરૂપ દર્શન મો મળવો ભક્તો તને પતિતપાવન ભક્ત વત્સલ અને દીનદયાળ કહે છે હે દયાસાગર ! જેમ પક્ષી પોતાના બચ્ચાને પાખ તળે રક્ષે છે તેમ તુ મારુ રક્ષણ કર

## ૬૩ ભગવાન્ શંકરનો જય હો'

ઓમ્ જગત્પતિ જગદ્ગુરુ ત્રિપુરારિ (ત્રિપુર–અહંતા, કામ ક્રોધ), ઉમાપતિ ગૌરીશ ગગાધર જ્યોતિર્મય ચિદાનન્દમય યોગીશ્વર જ્ઞાનામૃત એવા ભગવાન્ શિવને હુ બે હાથ જોડી નમસ્કાર કરુ છુ તેમના બીજા થોડાક નામ આ રહ્યા મહાદેવ શંકર હર સદાશિવ રુદ્ર કૃપાળુ ભૈરવ ઉમા મહેશ્વર નીલકંઠ ત્રિલોચન ત્ર્યમ્બક વિશ્વનાથ ચન્દ્રશેખર અર્ધનારીશ્વર મહેશ્વર નીલલોહિત પરમશિવ દિગમ્બર દક્ષિણામૂર્તિ વગેરે.

ભગવાન કેવા દયાળુ છે ! તે કેવા પ્રેમાળ છે ! તે પોતાના ભક્તોની ખોપરીઓની માળા પોતાના ગળામા નાખે છે તે ત્યાગ દયા પ્રેમ અને જ્ઞાનની મૂર્તિ છે તે સંહારક છે એમ કહેવુ ભૂલ ભરેલુ છે વસ્તુતઃ ભગવાન્ શિવ ઉદ્ધારક છે જ્યારે એક જ જન્મમાં માણસનુ શરીર રોગ જરા કે બીજા કાંઈ કારણે વિકાસ માટે અયોગ્ય બની જાય ત્યારે તે જર્જર શરીર લઈ લે છે અને તેને બદલે નૂતન તન્દુરસ્ત શક્તિશાળી શરીર આપી તેનો વિકાસ આગળ ચલાવે છે તે બધા મનુષ્યોને જલદીથી પોતાના ચરણકમળ નજીક લાવવા ઈચ્છે છે

મનની ચંચળતા બહાર કાઢી નાખી છે જેમ મૃગ એક સ્થળેથી બીજે સ્થળે જલ્દી દોડી જાય છે, તેમ મન પણ એક પદાર્થ પરથી બીજા પદાર્થ પર દોડી જાય છે તેમણે ગળામાં પહેરેલા સર્પો જ્ઞાન અને અનંતતા દર્શાવે છે સર્પો ઘણા લાંબા સમય સુધી જીવે છે તે ત્રિલોચન છે—તેમને બે નેત્રની વચ્ચે કપાળમાં ત્રીજું નેત્ર છે જે જ્ઞાનનું નેત્ર છે શિવલિંગની સામે આવેલો નન્દી પ્રણવ (ઓમકાર)નો દ્યોતક છે. લિંગ અદ્વૈતનું પ્રતીક છે—તે एकमेवाद्वितीयम् ' હું એક અને અદ્વિતીય છું એમ દર્શાવે છે જેમ મનુષ્ય માથા પર હાથ ઊંચા કરી તર્જની ઊંચી કરી દર્શાવે છે તેમ

કૈલાસ પર્વત તિબેટમાં આવેલો છે અને તેની મધ્યમાં એક સુંદર કોતરેલું, સુશોભિત શિખર આવેલું છે જે હંમેશાં શ્વેત બરફથી ઢંકાયેલું રહે છે એ સમુદ્રની સપાટીથી ૨૦૮૮૦ ફીટ ઊંચું છે કેટલાક તેની ઊંચાઈ ૨૨૦૨૮ ફીટ છે એમ ગણે છે આ શિખર કુદરતી રીતે એક વિરાટ શિવલિંગના આકારમાં જ છે તેથી જ ભગવાન શિવના સ્વરૂપ તરીકે તેની પૂજા કરવામાં આવે છે ત્યાં મંદિર નથી પૂજારી નથી તેમ નિત્યપૂજા પણ નથી મને ૨૦ મી જુલાઈ ૧૯૭૧ના દિવસે ભગવાન શિવની કૃપાથી કૈલાસના દર્શન થયા હતા હું ના શકતો કૈલાસ શિખરના પાયા સુધી પહોંચ્યો હતો ત્યાં સિંધુ નદીનું મૂળ છે। એ દૃશ્ય એટલું બધું ચિત્રમય અને છે ને હસમચાવી નામે લેવું છે, કૈલાસની પરિક્રમામાં સૌથી પ્રથમ વિરામ દિદ્દિહાગડ સ્થાનેથી ઉપર ચઢવાનું હોય છે ત્યાં કૈલાસ શિખરના પાછળના ભાગમાંથી બરફના પહાડમાંથી એ નાનકડા ઝરા રૂપે સિંધુ નદી નીકળે છે ચિત્રમાં આપણે જોઈએ છીએ કે શિવની જટામાંથી ગંગા નીકળે છે પણ ખરી રીતે તો શિવના મસ્તકમાંથી (કૈલાસમાંથી) સિંધુ નદી નીકળે છે કૈલાસની પરિક્રમા ૩૦ માઈલની છે અને તે ફરતાં ત્રણ દિવસ લાગે છે તેના માર્ગમાં વિખ્યાત પવિત્ર ગૌરીકુંડ આવે છે જેના પર હમેશાં બરફ

થાકેલો હોય છે અને તમારે કુંભમાં સ્નાન કરવું હોય તો તે બાર વર્ષે આવનારું હોય છે

ભગવાન શિવનાં બાર જ્યોતિર્લિંગો નીચે પ્રમાણે છે

૧ ગુજરાતમાં સોમનાથ

૨ તિરુપતિ પાસે શ્રી શૈલ પર્વત પર મલ્લિકાર્જુન.

૩ ઉજ્જૈનમાં મહાકાલ

૪ નર્મદાતટે અમલેશ્વરમાં ઓમ્કારેશ્વર

૫ ગયા ( પરલ્યા ) પાસે વૈજનાથ

૬ દક્ષિણ હિંદમાં નાગનાથ

૭ ગઢવાલ પ્રાંતમાં હિમાલયમાં કેદારનાથ.

૮ નાસિક પાસે ગોદાવરીના મૂળ આગળ ત્ર્યંબકેશ્વર

૯ રામનદ પ્રાંતમાં રામેશ્વર

૧૦ પૂના પાસે ભીમાશંકર

૧૧ બનારસમાં વિશ્વનાથ,

૧૨ અલ્લુરમાં ઘૃષ્ણેશ્વર ( ગોકર્ણ )

જે મનુષ્ય દિવસમાં બે વખત આ જ્યોતિર્લિંગોનું સ્મરણ કરે તો તેના સાત જન્મના પાપ બળી જાય છે દક્ષિણ હિંદમાં મદ્રાસ પ્રાંતમાં વિખ્યાત પાંચ શિવલિંગો છે તે પંચમહાભૂતના દ્યોતક છે

૧ તાંજોર જીલ્લામાં શિયાલિમાં પૃથ્વીલિંગ છે

૨ ત્રિચિનોપોલી જીલ્લામાં તિરુવા કોઈલમાં અપ્લિંગ છે

આ લિંગ હમેશાં પાણીમાં જ રહે છે તિરુવન કોઈલનું બીજું નામ જમ્બુકેશ્વરમ્ છે

૩ ઉત્તર આર્કટ જીલ્લામાં કાલહસ્તિમાં વાયુલિંગ છે

૫ પાર્વતી પરિણય
૬ ભિક્ષા
૭ કામદહન
૮ યમ પર વિજય
૯ ત્રિપુરદહન
૧૦ જલંધર વધ
૧૧ ગજાસુર વધ
૧૨ વીરભદ્રનો અવતાર
૧૩ હરિહર
૧૪ અર્ધ નારીશ્વર
૧૫ કિરાતરૂપ ધારણ
૧૬ કંકાલ રૂપ ધારણ
૧૭ ચંદ્રેશ્વરને વરદાન
૧૮ વિષપાન
૧૯ ચક્રદાન
૨૦ વિઘ્નનાશ
૨૧ ઉમાપુત્રો સહ નિવાસ
૨૨ એકપાદ રુદ્ર
૨૩ સુખાસન
૨૪ દક્ષિણામૂર્તિ રૂપ
૨૫ લિંગ રૂપ

## ૧૪. ભગવાન્ શ્રી કૃષ્ણ અને તેમનો ઉપદેશ

ૐ શ્રી કૃષ્ણ રુક્મણીકાંત ગોપી જન મનોહર ।
સંસારસાગરે મગ્નં મામુદ્ધર જગદ્ગુરો ॥

ભગવાન્ શ્રી કૃષ્ણનો જન્મ યમુના તટે આવેલી મથુરા નગરીમાં થયો હતો. બાળક તરીકે પણ તેમણે દિવ્ય બળ અને અગમ્ય પ્રભાવ ઘણા પ્રસંગોએ બતાવ્યો હતો, તેમણે ઘણાં જંગલી પશુઓ અને પક્ષીઓનો વધ કર્યો હતો. ખાસ કરીને, યમુનામાં રહેતા ભયંકર કાળીનાગને વશ કરી તેમણે ખૂબ ખ્યાતિ મેળવી હતી. તેમની બંસીનો નાદ સાંભળી સર્વ કોઈ તેમના તરફ વનમાં દોડી જતાં અને ત્યાં પ્રેમ અને આનંદ છવાઈ જતો. તેમણે ગોકુળનાં ગોપ-ગોપીઓ માટે વૃંદાવનની કુંજોમાં ઘણી રમતો અને ઉજાણીઓ કરી હતી. બાળપણ છોડી ઉંમરે આવતાં તેમણે આ બધી લીલા છોડી દીધી અને તેઓ મહાન્ રાજનીતિજ્ઞ બની ગયા. તે મહાન્ શક્તિશાળી શાસક બન્યા.

સાંદીપનિ ઋષિના પવિત્ર આશ્રમમાં તેમના ભાઈ બલરામ સાથે રહી તેઓ ધર્મ, વિજ્ઞાન, રાજનીતિ તથા શસ્ત્રવિદ્યા વગેરે શીખ્યા. તે વખતે ભારતમાં જે આંતરવિગ્રહો થઈ રહ્યા હતા તે તેમણે શમાવ્યા. તેમણે કંસ અને જરાસંધને માર્યો અને શાંતિ તથા વ્યવસ્થાની સ્થાપના કરી.

ભગવાન્ કૃષ્ણ ઘણી ઉચ્ચ કોટિના રાજનીતિજ્ઞ પુરુષ હતા. તે સુધારક હતા, યોગી હતા, જ્ઞાની હતા, તે વગોળી મુદ્રામાં પ્રવીણ હતા, તેથી તે ગોપીઓ વચ્ચે રહેતા છતાં બાલબ્રહ્મચારી કહેવાતા. તેમનો ગોપીઓ તરફનો પ્રેમ દિવ્ય પ્રેમ હતો, લૌકિક નહિ. ૧૧ વર્ષના બાળકમાં શી રીતે કામવાસના સંભવી શકે? તે હંમેશાં પોતે નિર્ગુણ બ્રહ્મનો અવતાર છે એમ કહે છે. તેમનું મન તથા શરીર પરબ્રહ્મના સાધન તરીકે ગણેલાં છે. પ્રકૃતિના વિલાસના એ સાક્ષી છે.

ભગવાન શ્રી કૃષ્ણને સૌ કોઈ 'બંસીવાળા' કહે છે. જ્યારે તે બંસી બજાવતા ત્યારે તેના નાદથી ગોપીઓને (દેવતાઓના અવતારોને) જાણે દિવ્ય સંદેશો મળતો. એ ફક્ત લૌકિક સંગીત નહોતું.

ભગવાન કૃષ્ણનાં દર્શન કરવા માટે તમારે વૃંદાવનમાં જવાની જરૂર નથી, તમારું હૃદય એ જ સાચું વૃંદાવન છે, તમારા હૃદય–વૃંદાવનમાં તેની શોધ કરો. રુક્મિણી અને રાધા એ ભગવાન કૃષ્ણની બે શક્તિઓ છે. (ક્રિયા શક્તિ અને જ્ઞાનશક્તિ). અર્જુન એ જીવ છે. કુરુક્ષેત્ર એ અંદરની સંગ્રામભૂમિ છે. ખરું યુદ્ધ તો વિષયસંસ્કારો, વિષયવૃત્તિઓ અને સ્વભાવ સાથે છે. દ્રૌપદી મન છે. પાંડવો ઇંદ્રિયો છે, ગોપીઓ નાડીઓ છે ગોપીઓ સાથેનું રમણ એટલે ભિન્ન ભિન્ન નાડીઓના સંયમથી મેળવેલું આત્મસુખ. આ આધ્યાત્મિક અર્થ છે.

જેમ અત્યારે પણ ભગવાન્ દત્તાત્રેય તેમના સૂક્ષ્મ શરીરથી ગિરનારમાં ફરે છે અને કદિ તેમના સાચા ભક્તોને દર્શન આપે છે; જેમ નામદેવ અત્યારે પણ સૂક્ષ્મ શરીરે પૂના પાસે આળંદીમાં ફરે છે, અને સાચા ભક્તોને દર્શન દે છે તેજ પ્રમાણે ભગવાન્ શ્રી કૃષ્ણ પણ હજુ વૃંદાવનમાં ફરે છે અને સાચા ભક્તોને દર્શન આપે છે.

શ્રી ભગવદ્ગીતામાં ભગવાન શ્રી કૃષ્ણનો ઉપદેશ સમાયેલો છે, સતત પરિશીલન માટે એ અદ્ભુત ગ્રંથ છે સાધકોએ તેનું નિત્ય અધ્યયન કરવું જોઈએ. તેના પ્રથમ ૭ અધ્યાયો કર્મયોગ પર છે અને તત્ ત્વમ્ અસિ એ મહાવાકયના તત્ શબ્દનાં દ્યોતક છે બીજા ૭ અધ્યાયો ભક્તિમાર્ગ વિષે છે અને ત્વમ્ પદના દ્યોતક છે. છેલ્લા ૭ અધ્યાયો જ્ઞાનયોગના છે અને તે असि પદના દ્યોતક છે.

ભગવદ્ગીતાના ૧૨ મા અધ્યાયમા નીચે પ્રમાણે ભગવાનના ઉપદેશનો સાર આવેલો છે:

"તું મારામાં જ મન ધારણ કર અને મારામાં બુદ્ધિ પરોવ; એ પછી તું મારામાં જ રહીશ એમાં સંશય નથી. હે ધનંજય, જો તું મારામાં ચિત્તને સ્થિર કરવા સમર્થ ન હોય તો અભ્યાસ–યોગ વડે

મને પામવાની ઈચ્છા કર વળી, અભ્યાસમાં પણ જો તું અસમર્થ હોય તો મારા માટે કર્મ કરવા તત્પર થા મારે અર્થે કર્મ કરતો પણ તું સિદ્ધિ પામીશ તે કરવાને પણ તું અશક્ત હોય તો મારા (મારા કર્મ) યોગનો આશ્રય કરી યત્ન કરેલા ચિત્તવાળો થઈ સર્વ કર્મફળ નો ત્યાગ કર. તુ કર્મ કર, પણ ફળની ઈચ્છા રાખ્યા સિવાય પ્રભુ ભક્તિથી કર્મ કર" આ અશક્ય છે? ભગવાન કહે છે—' ના " એક દાખલો આપી ભગવાનનું વચન સમજાવું છું યુદ્ધમાં સૈનિકો પરસ્પર લડે છે તેઓ મારે છે અને મરે છે, પણ તે પોતાના મનથી નહિ તેઓ પોતાના સેનાપતિના હુકમ પ્રમાણે જ લડે છે તેઓ શુ કરે છે તેની તેમને પોતાને જ ખબર નથી. તેઓ આગળ ધસે છે, ગોળાઓ છોડે છે, પણ તે બધું શા માટે છે એ તેઓ જાણતા નથી. તેઓ સેનાપતિના હાથમાં પૂતળા જેવા છે તેમને જેવો હુકમ મળે તેવું કરવા તે તૈયાર છે તેમનું જીવન, તેમની વસ્તુઓ તેમની ઇચ્છાઓ એ બધું સેનાપતિના હાથમાં છે સેનાપતિની આજ્ઞા પાળવી એ જ તેમનું કર્તવ્ય છે, અને તે આજ્ઞા પાળવામાં તેઓ મારે છે અને મરે છે મારવામાં પણ કોઈક વાર તેમના સગાંવહાલાં રે હોય. તેઓ એટલું જ સમજે છે કે તેમના સેનાપતિના હુકમથી તેઓ જે કાંઈ કરે છે તે તેમને માટે, દેશ માટે અને જે કારણ માટે તેમને લડવું પડે છે તે બધાના હિતમાં જ હશે તેમનું મન, અંતઃકરણ અને બધું જ સેનાપતિના હાથમાં મૂક્યું છે આ દાખલા પરથી સમજાશે કે ફળની ઈચ્છા વિના કામ કરવું એ અશક્ય નથી જ્યારે બીજા પર સંપૂર્ણ શ્રદ્ધા રહે ત્યારે જ એ શક્ય બને છે જો હું જાણું કે મારા કર્મોની જવાબદારી મારે શિર નથી જો હું જાણું કે મારે માથે એક સેનાપતિ છે જેના હુકમને તાબે થઈ હું કર્મો કરું છું અને જે મારા કર્મો માટે જવાબદાર છે, જો હું જાણું કે મારે મારા માટે વિચારવાનું છે જ નહિ, પરંતુ મારા હિતનું જ વિચારનાર મારે માથે કોઈક છે—તો

ખરેખર કોઈ પણ જાતની ચિંતા રાખ્યા સિવાય હું મારું કામ કર્યે જ જાઉં એ સ્થિતિમાં ફળની ઈચ્છા રાખ્યા સિવાય હું મારું કામ કરું.

ભગવાન શ્રીકૃષ્ણ કહેતા કે તમે પ્રભુના હાથની પૂતળી બની જાઓ. તે મનુષ્યને કહે છે કે તું સૈનિક છે, ઈશ્વર તારો સેનાપતિ છે અને તારાં કર્મો એ ઈશ્વરના હુકમની તારી ફરજ છે. તે કહે છે કે તમે જે કંઈ કરો તે ઈશ્વરનું કામ છે એમ શ્રદ્ધા રાખીને કરો.

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

"સર્વ ધર્મો છોડી તું મારા એકના શરણે આવ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ. તું શોક ન કર."

અંતમાં, હું ૧૮મા અધ્યાયનો છેલ્લો શ્લોક ટાંકી આ લેખ પૂરો કરીશ.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

"જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ છે અને જ્યાં ધનુર્ધારી અર્જુન છે, ત્યાં લક્ષ્મી, વિજય, ઐશ્વર્ય અને અવિચળ નીતિ છે, એવો મારો મત છે."

## ૧૫. સંકીર્તનની ચળવળ

ભાવ, પ્રેમ અને શ્રદ્ધાથી ભગવાનનું નામ ગાવું એને કીર્તન કહે છે. ઘણા લોકો એક જ સ્થળે સાથે બેસીને ભગવાનનું નામ ગાય તેને **સંકીર્તન** કહે છે. સંકીર્તનમાં હાર્મોનિયમ, વાયોલિન, ચંગા, મૃદંગ વગેરે સાજ પણ હોય છે. ખ્રિસ્તી લોકો પિયાનો સાથે દેવળોમાં ગાય છે એ પણ સંકીર્તન જ છે. જે નવધા ભક્તિનો ઉલ્લેખ કરેલો છે, તેમાં 'કીર્તન' પણ એક પ્રકાર છે. એના કીર્તનથી જ પ્રભુનો

સાક્ષાત્કાર થઈ શકે છે. અને આ સરળ રીત છે. શ્રી તુકારામ, શ્રી રામપ્રસાદ, શ્રી ગૌરાંગ, એમણે કીર્તનથી જ ભગવાનનો સાક્ષાત્કાર કર્યો હતો.

શ્રી ગૌરાંગના સમયમાં આ સંકીર્તનની ચળવળ પુનર્જીવિત થઈ હતી તે પાછળથી કેટલાક કારણોને લીધે મંદ પડી હતી. પરંતુ હાલમાં સમય બદલાતાં ઉત્તરપ્રદેશ, બંગાળ, મહારાષ્ટ્ર, મદ્રાસ અને પંજાબમાં આ ચળવળે સારું જોર પકડ્યું છે. અયોધ્યાના વિખ્યાત રૂપકલાજીની મંડળી ઉત્તર પ્રદેશ અને બિહારમાં ઠેકઠેકાણે સંકીર્તનો કરે છે. ઉત્તર વૃંદાવનના શ્રી કૃષ્ણપ્રેમી, જેમને મી. નિક્સન પણ કહે છે, તે મહાન ભક્ત અને સંકીર્તનકાર છે. તેમને આ ચળવળમાં ખૂબ રસ છે. તે કૃષ્ણપ્રેમમાં મગ્ન બની ગાય છે અને નૃત્ય કરે છે. તે હિન્દીમાં ભાષણો આપે છે અને હવે સંસ્કૃતના વિદ્વાન બન્યા છે. જ્યારે આવા અંગ્રેજ ગૃહસ્થ સંકીર્તનમાં આટલો બધો રસ લે છે ત્યારે આપણા હિંદુભાઈઓ સુસ્ત બની ઘેર ઉંઘ્યા કરે છે, એ શરમની વાત છે !

શ્રી હરિબાબાજી પણ એક સુવિખ્યાત ભક્ત છે. તેઓ ઉત્તરપ્રદેશમાં બંધમાં રહે છે તેઓ ગૌરાંગ સંપ્રદાયના કૃષ્ણભક્ત છે. તેમણે અલીગઢ, દિલ્હી અને અન્ય સ્થળે સંકીર્તનનો પ્રચાર કર્યો છે. હમણાં ગંગામાં પૂર આવેલું તે વખતે તેમણે ગંગાતટે ૭ માઈલ લાંબો બંધ બાંધીને કેટલાય ગામડાંને પૂરમાં ધોવાઈ જતાં બચાવી ખૂબ લોકસેવા કરી છે. આ ઉદાત્ત કામ માટે તેમણે ૭ લાખ રૂપિયા ઉઘરાવ્યા હતા. તેમને બંધવાળા તરીકે લોકો ઓળખે છે. તેઓ મહિનાઓ સુધી અખંડ કીર્તન કરે છે તેમણે દિલ્હી, અલીગઢ, બુલંદશહેર વગેરે સ્થળોમાં કીર્તન ઉત્સવો કર્યા છે.

'જ્યાં જ્યાં તેમના ધાર્મિક ઉત્સવો હોય છે ત્યાં ત્યાં સુવિખ્યાત

ઉડીયાબાબાજી પણ આવે જાય છે. ત્યાં રાસલીલા અને કથાઓ કરવામાં આવે છે. અત્યારે તેઓ ભંડમાં એકવર્ષનું આખું સંકીર્તન કરવાના છે. તેઓ પંજાબના છે. તેઓ વૈદકની કોલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમને વૈરાગ્ય આવ્યો, ત્યારથી તેમણે અભ્યાસ અને સંસારનો ત્યાગ કર્યો, તેઓ એક ક્ષણનો પણ દુરુપયોગ કરતા નથી પણ હંમેશાં કથા અને સંકીર્તનમાં રચ્યાપચ્યા રહે છે.

શ્રી સ્વામી એકરસાનંદજી પણ એવા એક ભક્ત છે. તે કાનપુરમાં રહે છે. કાનપુર અને ફરુકાબાદમાં તેમના આશ્રમો છે. ત્યાં તેમણે "દૈવી સંપદ્મંડળ" સ્થાપ્યું છે. તે એક પવિત્ર, ઉદાર, નમ્ર, અને પ્રેમાળ આત્મા છે. જો કે અત્યારે તેમની ઉમ્મર ૭૫ વર્ષની છે. છતા પણ તેઓ ત્રણ ચાર કલાક ઊભા રહીને વ્યાખ્યાન આપી શકે છે. તે ભક્ત-જ્ઞાની છે. તે સંકીર્તનના ઉપાસક છે. સંકીર્તનની ચળવળને તેઓ ઘણું સમર્થન આપે છે. તેમનાં ભાષણો લોકો પર સારી અસર કરે છે. તેમના શિષ્યો શ્રી ભજનાનંદજી શ્રી નારદાનંદજી અને શ્રી શુકદેવાનંદજી તેમના ધાર્મિક વિચારો ને આદર્શોનો પ્રચાર કરે છે.

આ ક્ષેત્રમાં એક બીજી મહત્ત્વની વ્યક્તિ તે વૃંદાવનના બિન્દુજી શર્મા છે. તેઓ સારા કથાકાર, સંગીતભૂષણ, કાવ્યકૌસ્તુભ, વાણી-વિશારદ કવિ છે તેમણે ગ્વાલિયર, ઝાંસી, સાગર, જમ્મુ વગેરે સ્થળોએ સંકીર્તનનો સારો પ્રચાર કર્યો છે. તે સારા વિદ્વાન અને સંગીત-વિશારદ છે. બીજા કીર્તનાચાર્ય શ્રી સ્વામી રામાનંદ સરસ્વતી છે જે લયલપુર, મીનાપુર, મખમીપુર વગેરે સ્થળોએ સંકીર્તનનો પ્રચાર કરે છે.

અત્યારે 'કલ્યાણ' માસિકના તંત્રી શ્રી હનુમાનપ્રસાદ પોદ્દાર એક વર્ષ માટે ગોરખપુરમાં અમુક સંકીર્તન મહોત્સવ કરે છે. શ્રી

જયદયાલ ગોયેન્કા એક ઊંચા ભક્ત છે જેમણે આખા મારવાડી સમાજને ભક્તિનો રંગ લગાડ્યો છે તે એકાદશી અને પૂર્ણિમાને દિવસે સંકીર્તન કરે છે શ્રી પોદ્દારજી અને જયદયાલજી, ગોરખપુરના સંકીર્તન મહાલયના પ્રધાન સ્તંભો છે ગીતા પ્રેસ દ્વારા તેઓ સંકીર્તન ભક્તિનો સંદેશો બધે ઠીક ઠીક પહોંચાડે છે આ સંબંધમાં મારે જણાવવું જોઈએ કે ગોરખપુરથી "સ્વધર્મ" અને "સંકીર્તન" નામના બે માસિકો પ્રકટ થાય છે

ચંદોશી ઈન્ટર મિડિયેટ કોલેજના અધ્યાપક શ્રી ગંગાશરણ શીલજી સંકીર્તન ભક્તિના પ્રચાર માટે ખૂબ પ્રયત્ન કરે છે તે આ ક્ષેત્રમાં સાચા ઉત્સાહી કાર્યકર છે તેમણે મેરઠ, રાવળપિંડી વગેરે સ્થળોએ સારી જાગૃતિ આણી છે શ્રી પ્રભુદત્ત બ્રહ્મચારીએ ઝૂંસીમાં એક વર્ષ સુધી અખંડ કીર્તન ચલાવ્યું હતુ. એ પણ આ ક્ષેત્રમાં મહત્વની વ્યક્તિ છે

લાહોરમાં ૧૨ સંકીર્તન સભાઓ છે ઉત્તર પ્રદેશ, પંજાબમાં બીજાં કેટલાક સંકીર્તન મંડળો પણ ઊભાં થાય છે મેરઠના "સંકીર્તન" માસિકના વ્યવસ્થાપક તંત્રી અને નિવૃત્ત વકીલ શ્રી દુર્ગાપ્રસાદ પણ આ બાબતમાં ખૂબ પ્રયત્ન કરે છે પંડિત રામદાસજીને તો લખિમપુર-ખેરીના સંકીર્તન મંડળના આત્મા કહીએ તો પણ ચાલે લાહોરની સંકીર્તન સભાના સભાપતિ લાલા ચેતુરામજી, ગો. ભગતરામજી, જમ્મુના ડૉ. પરશુરામ, તથા અંબાલા કેમ્પના શ્રી કર્મચંદ ભગત પણ આ દિશામાં સારું કામ કરે છે

આ કલિયુગમાં સંકીર્તન એ ઈશ્વર સાક્ષાત્કારનો સારામાં સારો અને સહેલો તથા સર્વોત્તમ માર્ગ છે જ્યાં સંકીર્તન થાય છે ત્યાં નારદાદિ મુનિઓ અને ઋષિઓ, નિત્ય સિદ્ધો, શ્રી હનુમાન, શ્રીકૃષ્ણ અને

આરામ હાજર હોય છે. તેથી આ સંકીર્તન જ્યોત મંદ ન પડે પણ હમેશાં ઝગમગતી રહે તેની કાળજી રાખવી જોઈએ. કાર્યકરોએ જોવું જોઈએ કે ગામડામાં અને શહેરોમાં મહોલ્લે મહોલ્લે અને ઘરે ઘરે સંકીર્તન થાય છે કે નહિ. ગામડામાં પ્રચાર કરવાની જરૂર છે. શહેર કરતાં ગામડાના લોકો વિશેષ ભક્તિભાવવાળા હોય છે. નિર્દોષ ગ્રામજનોમાં વિશેષ પવિત્રતા, સાદાઈ અને શ્રદ્ધા જોવામાં આવશે. હજુ, નવીન સંસ્કૃતિ, લુચ્ચાઈ અને ફેશનોનો ત્યાં પગપેસારો થયો નથી. પંજાબ અને ઉત્તર પ્રદેશની બહેનો આમાં સારો રસ લે છે. ફેશનો અને વિકારોને બદલે ધીમે ધીમે ભક્તિ આવતી જાય છે.

આ સંબંધમાં સન્યાસીઓ અને ગૃહસ્થોનાં કેટલાક શુભ નામો જણાવવાની મને ઘણી ઈચ્છા થાય છે : સ્વામી કૃષ્ણાનંદજી (સખી ભાવ), સ્વામી યોગાનંદજી (લખની), સ્વામી આત્માનંદજી, સ્વામી સ્વરૂપાનંદજી, સ્વામી મહેશ્વરાનંદજી જેવા સન્યાસીઓ શ્રી બાલમુકુંદજી, શ્રી નાગરજી ભક્ત શ્રી ઠાકોર મહેન્દ્રપાલસિંહજી, પંડિત રાધારમણ, શ્રી પીતાંબિરદયાલ સકસેના, શ્રીકૃષ્ણ સ્વરૂપ ભટનાગર જેવા ગૃહસ્થીઓ સાથે જે સહકારથી આ કાર્ય કરે છે તે જોઈને પ્રાચીન ઉપનિષદોના દિવસોની યાદ આવે છે આ બધા સન્યાસીઓ અને ગૃહસ્થીઓ ખૂબ ભલો અને સંસ્કારી માણસો છે એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. ખરેખર, સંકીર્તન દાવાનળની માફક ચોતરફ ફેલાય છે અને તે મહાન્ સતયુગને ખેંચી લાવશે. હરિના નામનો જય હો ! સંકીર્તનકારોને ધન્ય હો ! આ દેશમા ભક્તિનો પ્રચાર કરનારાઓનો જય હો !

## સંઘની આવશ્યકતા

એક અખિલ ભારતીય સંકીર્તન સંઘની ખાસ જરૂર છે. આને

માટે ઉત્તર પ્રદેશમા ખૂબ માગણી છે વિચાર તો સારો છે પણ તે કેવી રીતે અમલમા આવે અને વ્યવહારુ બને એ એક પ્રશ્ન છે સંકીર્ત-નના કામમા ઘણા ઉદાર નેતાઓની જરૂર છે તે ઉપરાંત વ્યવસ્થા શક્તિની જરૂર છે તો જ આવો સંઘ ઊભો થઈ શકે યાદ રાખો કે જ્યા સુધી શ્રેય ના માટે લડનારી જુદી જુદી કોમો છે, જ્યા સુધી લોકોમા દ્વેષ અભિમાન, ગુરુપણુ નીચતા, નામ અને કીર્તિની એષણા છે ત્યા સુધી અખીલ ભારતીય સંઘની શક્યતા નથી એ વિચાર હવામા રહેશે. સંકીર્તનના નેતાઓમા પ્રામાણિક મતભેદ ભલે હોય, પરંતુ તેમના હૃદય શુદ્ધ પ્રેમના તાંતણે બંધાયેલા હોવા જોઈએ સંઘના સભ્યોમા વિખવાદ અને કંકાસ દૂર રાખવા માટે હું એવી સૂચના કરુ છુ કે પ્રમુખ અને મંત્રી એ નામો કાઢી નાખી તેમને બદલે અનુક્રમે ‘ હરિદાસ ’ અને કૃષ્ણદાસ ’ નામો મૂકવા. તેમ જ પૈસાનો ફાળો બીલકુલ ઉઘરાવવો જ નહિ.

સંકીર્તનના વિકાસ અને પ્રચાર માટે હુ થોડીક સૂચનાઓ આપુ છુ લોકો શરૂઆતના બે ત્રણ દિવસ સંકીર્તન ખૂબ ઉત્સાહથી કરે છે, પણ પાછળથી મંદ પડી સુસ્ત બની જાય છે આ ભૂલ છે જે ઉત્સાહ આરંભમા હોય છે તે જ આખી જીંદગી પર્યંત કાયમ રાખવો જોઈએ જેમ આપણે ખોરાક પાણી એક દિવસ પણ બંધ કરી શકતા નથી તેમ સંકીર્તન એ ભૌતિક માનસિક તેમજ આધ્યાત્મિક ખોરાક છે આપણે સંકીર્તન પર જીવી શકીએ

હમણા હમણા સંકીર્તનની ચળવળમા ખૂબ વેગ આવ્યો છે એ આપના ધ્યાનમા હશે ઉત્તર પ્રદેશ પંજાબ, મધ્યપ્રાંત મદ્રાસ અને બંગાળના ઘણા ભાગોમાં ઘણી મંડળીઓ ઊભી થઈ છે ઘણા અંગ્રેજી ભણેલા માણસો, નાસ્તિકો અને સ્ત્રીઓ પણ હાથમાં કીરતાલ

અને ચંગા લઈને ખૂબ ઉત્સાહથી કીર્તન કરે છે. બુલંદશહર, બધા (બદાયુન), ગ્વાલિયર, રૂરકી, લાહોર, ઈટાવા અને બીજાં ગામોમાં ઘણા સંકીર્તન ઉત્સવો પણ ઉજવાયા. તમને જાણીને આનંદ થશે કે હાલમાં લાહોરમાં આઠ હજારથી વધુ સ્ત્રીઓ ઉત્સાહપૂર્વક કીર્તન કરે છે. આ ઉપરથી એમ લાગે છે કે થોડા સમયમાં એક મહાન્ અવતાર થવો જોઈએ. તેના આગમન માટે સંકીર્તન ઉત્સવોએ ભૂમિકા તૈયાર કરી છે.

જો સંકીર્તન ચળવળનો સારો વિકાસ કરવો હોય તો ભારતની બધી સંકીર્તન સભાઓનો એક મહાસંઘ થવાની ખાસ જરૂર છે. સારી વ્યવસ્થાવાળો આવો સંઘ આવશ્યક છે. પરંતુ, આવી કેટલીક સભાઓ આંતરકલહ અને ભેદભાવને લીધે પડી ભાગે છે. અત્યારની બધી સંકીર્તન સભાઓમાં સારો સંપ હોવો જોઈએ. એક સ્થળે તેનું મુખ્ય કેંદ્ર રહે અને આખા ભારતમાં તેના ગૌણ કેંદ્રો સ્થપાય. આ બધાં ગૌણ કેંદ્રો કે સભાઓ મુખ્ય કેંદ્ર સાથે જોડાયેલા રહે.

સંકીર્તનના વિકાસમા ક્ષુદ્ર ભાવનાવાળા, દ્વેષી અને સ્વાર્થી માણસો ઘણાં વિઘ્નો ઊભાં કરે છે, તેઓ પરસ્પરમાં કલહ અને પક્ષાપક્ષી કરે છે. કેટલીક સભાઓ ચડસાચડસીમાં વિરોધી પક્ષ તરફથી ઊભી કરવામાં આવે છે. આ ઠીક નથી. દરેક મંડળીનો મંત્રી બુદ્ધિશાળી અને મળતાવડો હોવો જોઈએ તેણે સૌને પ્રેમથી સાચવી લેવા જોઈએ. કીર્તન સભા એ કોઈની અંગત માલિકીની નથી

જ્યાં સ્વાર્થવૃત્તિ હોય, તથા કીર્તિનો લોભ હોય ત્યા સંકીર્તન શક્ય નથી. એ તો ધંધો જ થયો કહેવાય. એ વેપારી પેઢી બની જાય. જે બહારથી ભક્તિનો ડોળ કરી અંદરથી સ્વાર્થ સાધવાની ઈચ્છા રાખે છે તેમનાથી ભગવાન જોજનો દૂર છે. ધર્મનો કોઈ

વેપાર હોતો હશે? સંકીર્તન સભાના મંત્રીએ નામની આશા છોડી દેવી જોઈએ કેવળ વ્યાસપીઠ પર આવીને ભક્તિનું પ્રદર્શન કરે છે એ ખરેખર ધિક્કારવા લાયક છે

સંન્યાસીઓ અને અન્ય સંકીર્તન પ્રચારકો જેઓ વ્યાસપીઠ પર સંકીર્તન કરવાની તથા તેનો બહોળો પ્રચાર કરવાની ઈચ્છા રાખે છે તેમણે પ્રથમ પોતાની જાતને કેળવવી જોઈએ તેમની પોતાની કેળવાયેલી મંડળી હોવી જોઈએ તો જ તેઓ જાહેર પ્રજા પર સારી છાપ પાડી શકે. ગૌરાંગ પ્રભુ એમ જ કરતા એમની પોતાની સારી વ્યવસ્થિત મંડળી હતી તેઓ મંડળીના સભ્યોને પ્રથમ પોતાને ત્યાં સારી કેળવણી આપતા જ્યારે સંકીર્તન થાય ત્યારે સૌનો એક જ સ્વર એક જ તાન અને એક જ આલાપ હોવા જોઈએ તો જ ખરો આનંદ અને માનસિક ઉન્નતિ મળી શકે કેળવાયેલી મંડળી સિવાય કોઈ પણ પ્રચાર કાર્ય થઈ શકે નહિ

સંકીર્તનમાં પણ સંઘશક્તિ કલૌ યુગે એ સિદ્ધાંત લાગૂ પડે છે સંકીર્તનના બધા આશ્રયદાતાઓ આચાર્યો સંન્યાસીઓ જેમને સંકીર્તનમાં ખૂબ રસ છે તેમણે એકચિત્ત થઈ જપ અને ઉદારતાથી કામ કરવું જોઈએ અને તો જ અદ્ભુત સારી છાપ પાડી શકાય. તેમણે એક સ્થળે ભેગા થઈને ત્રણ માસ સુધી સંકીર્તન ઉત્સવ કરવો જોઈએ આથી લોકોને રોજ સંકીર્તન કરવાની ટેવ પડશે ત્રણ ચાર દિવસના ઉત્સવથી લોકો પર ઊંડી છાપ પડતી નથી

### સંકીર્તનના લાભ

ભગવાને નારદજીને કહ્યું છે કે—

હે નારદ હું વૈકુંઠમાં કે યોગીઓનાં હૃદયમાં રહેતો નથી,

પણ મારા ભક્તો જ્યાં મારું નામ સંકીર્તન કરે છે ત્યાં હું રહું છું."

જે કોઈ પણ માણસ હૃદયના ભાવ અને પ્રેમથી સંકીર્તન કરે તો ઝાડપાન અને પશુપક્ષીઓ પર પણ તેની અસર થાય છે તેઓ તેનો જવાબ આપે છે. જ્યાં સંકીર્તન થાય છે ત્યાં ઋષિઓ અને સિદ્ધો આવીને બેસે છે. મંડપની આજુબાજુ પ્રજ્જ્વલિત પ્રદીપો તમે જોઈ શકો છો

મધુર સંગીત માણસના જ્ઞાનતંતુઓને શાંત કરે છે. અમેરિકામાં ડાક્ટરો સંગીતની મદદથી રોગો મટાડે છે. શેકસપીઅરે કહ્યું છે કે—"જે મનુષ્યના અંતરમાં સંગીત નથી અથવા જે સંગીત સાંભળી ડોલતો નથી તે કાવાદાવા, રાજદ્રોહ અને લૂંટ કરવા માટે લાયક છે. તેના હૃદયની તંત્રી અંધારી રાત જેવી કાળી છે, તેની લાગણીઓ પથ્થર જેવી છે આવા માણસનો વિશ્વાસ કરશો નહિ."

વેદાન્ત અને જ્ઞાન બહુ જ થોડા માણસો સમજી શકે સંકીર્તન ભક્તિ તો લગભગ બધા જ કરી શકે અત્યંત બુદ્ધિશાળી માણસો પણ સંકીર્તનથી ફાયદો ઉઠાવી શકે છે. નિદિધ્યાસનથી તેમના મન ઉન્નત થશે, અને તેમાંથી વિક્ષેપ દૂર થશે

અખંડ કીર્તન કરતાં વિશેષ મોટો કોઈ યજ્ઞ નથી એમાં કાંઈ ખાસ ખર્ચ થતો નથી જ્યારે તમને ફુરસદ મળે ત્યારે ચોવીસ કલાકનું અખંડ સંકીર્તન કરો. દરેક બબ્બે કલાકે માણસો બદલો જે લોકો સંકીર્તનમાં સામેલ થાય તેમણે પોતાના હાથે ધોયેલા વસ્ત્રો પહેરવા જોઈએ અને દૂધ અથવા ફળનો આહાર કરવો જોઈએ તેમણે કડક બ્રહ્મચર્ય પાળવું જોઈએ, અને જ્યાં આ યજ્ઞ થતો હોય ત્યાં ઉઘાડે પગે જવું જોઈએ. જો બની શકે તો કીર્તન એક

સપ્તાહ સુધી ચલાવવુ જોઈએ જેટલુ વિશેષ તેટલો વિશેષ લાભ. ઝાંસીમા એક આખા વર્ષ સુધી અખંડ કીર્તન થયુ હતુ લખિમપુર ખેરીમા પ રામદાસજીએ નવ મહિના સુધી અખંડ કીર્તન કર્યું હતુ તમારે પણ તેમ કરવુ જોઈએ. યાદ રાખો કે અખંડ કીર્તનથી મન ખૂબ પવિત્ર થાય છે અને તે ઉપરાંત બીજા ઘણા લાભ થાય છે નવ દિવસના ઉત્સવથી મનમાની છાપ પડી નથી સમાધિ પ્રાપ્ત કરવા માટે અખંડ કીર્તન એ મહાન્ સાધન છે તમારે તમારા ઘરમા પ્રભાત કીર્તન અને રાત્રિકીર્તન રોજ રાખવાં જોઈએ

કેટલીક વાર આપણને ગુચવાડા ભરેલો પ્રશ્ન થાય છે કે શુ જ્ઞાન અને ભક્તિ પરસ્પર વિરોધી છે? હું તેના ઉત્તરમા ના કહું છુ વસ્તુત એ બન્ને પરસ્પર સહાયક અને ઉપકારક છે ભક્તિ એ જ્ઞાનની વિરોધી નથી જ બન્ને એક જ ધ્યેય તરફ જાય છે જ્ઞાન ભક્તિને સુદૃઢ કરે છે જ્ઞાની એ ખરેખરો સમગ્ર ભક્ત છે તે રૈવ છે વૈષ્ણવ છે શાક્ત છે તેના હૃદયમા સર્વ દેવોનો સમાવેશ થાય છે

માછીમાર એક માછલી પકડવા માટે કેટલી કાળજી અને એમ ગ્રનાથી અજોડીના તરફ ધ્યાન આપે છે! M Sc પરીક્ષા પાસ કરવા માટે વિદ્યાર્થી કેટલા ઉત્સાહથી અથાક મહેનત કરે છે! રાત્રે બે વાગે ટ્રેન પકડવી હોય તો મનુષ્ય કેટલો જાગ્રત રહે છે! હાનિ ટ્રેન પર સુવાકો હોય ત્યારે ક્યાં કે તો નાનાક ને કાળજીવાળો હોય છે! અદાલતમા મુકદ્દમો ચલાવવાની વખતે વકીલ કે તો ચલાક રહે છે! જ્યારે સમુ મા ચકસાત્ થાય ત્યારે વહાણનો કપ્તાન કેટલો બધો હોશિયાર બની જાય છે! તે જ પ્રમાણે સકીર્તન ભક્તિયોગનાં સારાં ફળ તમારે ચાખવા હોય તો તમારે પણ કાળજીપૂર્વક શ્રમ લેવો જોઈએ

સવારમાં ૪ વાગે ઘરમાં અગર એક નિયત જગ્યાએ પ્રભાત કીર્તન કરો, મોહોલ્લાઓમાં ફરી પ્રભાતફેરી કીર્તન કરો. અખંડ કીર્તન કરો નગર કીર્તન કરો. દરેક મોહોલ્લામાં હરિકીર્તનની મંડળી સ્થાપો.

બાળકોને કીર્તન કરતાં શીખવો. દર વર્ષે ઉત્સવ કરો. સ્ત્રીઓને ઉત્સાહપૂર્વક સંકીર્તન કરવા દો. સ્ત્રીઓ એ ધર્મની કરોડરજ્જુ છે. આપણી બહેનોની ભક્તિથી જ આપણો ધર્મ ટકી રહ્યો છે. જો તેમનામાં પ્રેરણા આવે તો આખી દુનિયાને પ્રેરણા મળશે. સંકીર્તન ભક્તિનો ખૂબ પ્રચાર કરો. દરેક ઘરમાં વૈકુંઠ બનાવો

પ્રભુ પ્રીત્યર્થે જ કર્મ કરો. તેની સેવામા તત્પર રહો. ઇદ્રિયોનો અને મનનો સંયમ કરી કર્મ કરો. પ્રભુના અનન્ય ભક્ત બનો. બધું જ પ્રભુને અર્પણ કરો દેશ સેવા એ પ્રભુની પાદ સેવા છે. ભાવપૂર્વક પ્રભુને સાષ્ટાંગ પ્રણામ કરો. ભગવાન શ્રીકૃષ્ણને જ તમારું સર્વસ્વ માનો તેના ચરણારવિંદનો આશ્રય લો. સતત તેનું જ સ્મરણ કરો, એ જ તમને સંપૂર્ણ મુક્તિ આપશે.

તો મિત્રો, હવે જાગો, ઊઠો, અને કમર કસો. તમારી સાધના વધારો. સત્યવાદી અને પ્રમાણિક થાઓ. તમારી પ્રગતિમાં વિલંબ થાય તો ચિંતા કરશો નહિ. તમારે જૂના સંસ્કારો દૂર કરી ઇદ્રિયો અને મન સાથે ઝઘડવું પડશે. પ્રભુમા સંપૂર્ણ શ્રદ્ધા રાખો ભક્તિના અગ્નિથી સર્વ શંકાઓ અને વાસનાઓએ બાળી નાખો.

વૈરાગ્યનું બખ્તર સજી 'હરિ ઓમ, હરિ ઓમ'ની મંડળી સાથે કાળજીપૂર્વક અને હિંમતથી પ્રસ્થાન કરો માર્ગમા આવતા જાતિ, જ્ઞાન, પદવી, સૌંદર્ય અને યૌવનના અભિમાનરૂપી કાંટા દૂર કરો. જે માણસ તૃણ કરતાં વધારે નમ્ર છે, જેનામાં ઝાડ કરતા, પણ વિશેષ તિતિક્ષા છે, જે માનની અભિલાષા રાખતો નથી પણ સૌને માન આપે છે -તે જ મનુષ્ય હરિનું નામ લેવાને લાયક છે. જો તમે સાચા કીર્તનકાર થવા માગતા હો, જો તમે જલદીથી.

પ્રભુનો અનુગ્રહ અને તેના દર્શન કરવા હો તો ઉપરની ચાર સાધનાને મેળવો.

ઉત્કટતાથી પ્રાર્થના કરતા પ્રભુને પૂછો "હે ભગવાન્, હે દયાસિંધો મને કહો કે મારે માટે નજીકમાં એવો દિવસ ક્યારે આવશે કે જ્યારે તારી ભક્તિમાં અને મસ્તીમાં ગૌરાંગ પ્રભુની માફક મારી આંખોમાંથી અશ્રુની ધારા રહેશે અને મારા પાપો ભીંજાશે? હે હરિ! હે કૃષ્ણ એમ બોલતાં શરીરનું તેમજ આજુબાજુનું ભાન ભૂલી પ્રહ્લાદની માફક સર્વત્ર પ્રભુને જ જોતા ક્યારે હું જમીન પર આળોટીશ? હે પ્રેમમૂર્તિ મને તમારામાં લઈ લો જેથી હું હમેશ માટે તદાકાર બની જાઉં!" હવે એક પ્રભુનું નામ ગાઓ—

હરે રામ, હરે રામ, રામ રામ હરે હરે!
હરે કૃષ્ણ, હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે!

તમારા હૃદયના ઊંડાણમાંથી પ્રભુનું નામ ગાઓ તેનામાં સમાઈ જાઓ તેનામાં સ્થિર થાઓ તેમના રૂપ બની જાઓ આ જન્મમાં જ જીવન્મુક્ત બનો આ મોંઘેરી ક્ષણ ગુમાવશો નહિ નહિ તો પછી રડવું પડશે. યાદ રાખો કે પ્રભુના સાક્ષાત્કારમાં વિલંબ કરવો એ મરણ છે જે સ્થળે સંકીર્તન સંમેલન ભરવામાં આવે છે તે સ્થળને ધન્ય છે ભાગવતી મનુષ્યોની ચરણ રજથી એ ભૂમિ પવિત્ર થાય છે જે લોકો રોજ સંકીર્તન કરે છે તેમને ધન્યવાદ ઘટે છે જેઓ સંકીર્તન સંમેલન ભરે છે તેમને ત્રેવડા ધન્યવાદ ઘટે છે ભગવ નામનો જય હો! તેનાથી જ અનંત સુખશાંતિ મળશે. તમારામાં આનંદ સુખ શાંતિ અને ચૈતન્ય સ્થિર થાઓ!

સંકીર્તનધ્વનિ (ધૂન)

૧ ભજો રામ હરિ રામ હરિ રામ, હરિ રામ.

ભજો કૃષ્ણ, હરિ કૃષ્ણ, હરિ કૃષ્ણ, હરિ નામ—
ભજો શિવ, હરિ શિવ, હરિ, શિવ હરિ ભૂમ્
ભજો ગુરુ, હરિ ગુરુ, હરિ ગુરુ, હરિ ઓમ્

૨ (અ) જય શિવ શંકર જય ત્રિપુરારિ
જય ગંગાધર જય અનાદિ

(આ) જય મનિધર જય અસુરારિ
જય મનમોહન કુંજવિહારી
જય ગિરિધર જય અસુરારિ
જય મનમોહન રામ મુરારિ

૩ શિવ સામ્બસદાશિવ સામ્બસદાશિવ
સામ્બ મહાશિવ સામ્બસદાશિવ હર.

૪ શંભો શંકર ગૌરીશા
શિવ સામ્બશંકર ગૌરીશા

૫. શંકર શિવ શંકર શિવ
શંકર શિવ શંકર શિવ હર

૬. હરિ ઓમ્ રામ રામ હરિ ઓમ્ રામ
હરિ ઓમ્ રામ સીતા હરિ ઓમ્ રામ
હરિ ઓમ્ હરિ ઓમ્ હરિ ઓમ્ રામ
શિવ ઓમ્ શિવ ઓમ્ શિવ ઓમ્ શ્યામ
હરિ ઓમ્ તત્ સત્ તત્ સત્ ઓમ્
હરિ ઓમ્ શાંતિ તત્ સત્ ઓમ્

૭ રાધાકૃષ્ણને, ત્રિલોકનાથને
વેણુગાન લોલ નીલમેઘશ્યામને

પિતા રઘુવર, માતા રઘુવર
ભ્રાતા સખા પ્રભુ ગુરુદિન રઘુવર.

૮ નરેશ સગણમ્—શરણમ્ વેદગેશ

૯ રામ રામ રામ નામ રામ નામ નાગમ્

૧૦ અચ્યુત કેશવ રામનારાયણમ્
કૃષ્ણદામોદરમ્ વાસુદેવ હરિ,
શ્રીધર માધવમ્ ગોપિકાવ લભ
જાનકીનાયક રામચંદ્ર ભજે

૧૧ જય સિયારામ જય જય સિયારામ
જય રાધેશ્યામ જય જય રાધેશ્યામ
જય હનુમાન જય જય હનુમાન
અવધબિહારી સીતારામ કમલવિમલ મિથિલાધામ
(જય સિયારામ )

૧૨ રામ હો કૃષ્ણ હો રાધાકૃષ્ણ દેવ હો
વેણુગાન લીન નીલમેઘશ્યામ કૃષ્ણ હો

## ૧૬. વૈરાગ્યમાલા

કવિઓ કવિત્વના આવેશમાં આવી વર્ણવે છે કે સુંદર યુવતિના અધરમાંથી મધ ઝરે છે. આ ખરૂં છે ? તમે આમ જોઈ શકો છો ? દન્તરોગથી પીડાતા મોમાં દાંતના પેઢામાંથી નીકળતું ગંધાતું પરુ ગળામાંથી નીકળતો ગંદો કફ રાનમાં મેલ અને ગાલ પર પથરાતી લાળ આ બધું મધ અને સુધા છે ? છતાં કામવાસનામાં ચકચૂર બનેલો પુરુષ આ બધું આનંદથી આરોગે છે ! આથી બીજું શું ખરાબ હોઈ શકે ? આવું જૂઠું વર્ણન કરનારાઓ જુવાનોને

ઊંધે માર્ગે દોરનારા કવિઓ શું તિરસ્કારને પાત્ર નથી? દિવ્ય અદાલત આનો મુકદ્દમો ચલાવશે. અથવા, હું જ ભગવાન હરિના દરબારમાં આ દાવો દાખલ કરીશ.

લગ્ન એ શાપ છે, જીવનભરનું કેદખાનું છે. એ મોટામાં મોટું બંધન છે. જે બ્રહ્મચારી એકવાર સ્વતંત્ર હતો તે પરણ્યા પછી ધૂંસરીમાં જોતરાય છે અને તેના હાથપગ બંધાઈ જાય છે. બધા પરિણીત પુરુષોનો આમ અનુભવ હોય છે. પાછળથી તેઓ રડે છે.

પત્ની એ પતિનું જીવન કાપનાર છરી છે. અનસૂયા અને સાવિત્રી તો વિરલ હોય છે. જો સોનાની કંઠી અને બનારસી સાડી નહિ આપો તો પત્ની પતિ પર ગુસ્સે થાય છે, અને તેને વખતસર રાંધી આપતી નથી. પેટમાં દુઃખે છે એવો ઢોંગ કરી રીસાઈને તે પથારીમાં સૂઈ રહેશે. આ અનુભવ દરેકને પોતાના ઘરમાં થયો હશે. તેથી મારે કાંઈ વિશેષ કહેવાનું રહેતું નથી મારે એટલું કહેવાનું છે કે તમે શાંતિ લગ્ન કરો, વૈરાગ્ય નામનો લાયક પુત્ર અને વિવેક નામે લાયક પુત્રી સાથે મેળવો, તથા આત્મજ્ઞાનનું મધુર દિવ્યફળ ખાઓ. આ રીતે તમે અમર બનશો.

જગત્ આફતો અને દુઃખોથી ભરેલું છે યોગી, ભક્ત કે જ્ઞાની સિવાય કોઈ પણ ચિંતાઓથી મુક્ત નથી. જ્યાં જાઓ ત્યાં આ જ સ્થિતિ હોય છે. કાશ્મીર સુંદર સ્થળ છે, પણ ત્યાં રાત્રે જીવાત કરડે છે, અને તેથી માણસને ઊંઘ આવતી નથી. ઉત્તર કાશી એ ધ્યાન માટે ઉત્તમ જગ્યા છે. ત્યાં દિવ્ય વાતાવરણ છે. પણ ત્યાં અમુક જાતના ડાંસ તમને કરડયા કરે છે, જેનાથી ચેળ અને સોજો આવે છે અને લોહી પણ નીકળે છે. હિમાલયમાં આવેલું દેવપ્રયાગ કુદરતી સૌન્દર્યથી ભરેલું સ્થળ છે. ત્યાં ગંગા અને અલકનંદાનો સંગમ થાય છે. પણ ત્યાં ભયંકર વીંછી થાય છે. બનારસમાં લૂ—તાવ આવે છે. અને બદરી-

નાથમા ન્યુમોનિયા અને મગ્ને થાય છે માટે તિતિક્ષા શક્તિનો વિકાસ કરો ત્યાગ અને વૈરાગ્યનુ જીવન જીવો ત્યારે જ તમે ગમે ત્યા હો તો પણ સુખી થશો

જ્યારે માણસને નોકરીમાંથી ખૂબ ધક્કા પડે છે, જ્યારે તેના સ્ત્રીપુત્રાદિક મરી જાય નોકરી જતી રહે અને તેને પોતાને મોતીનો મધુમેહ કે કેન્સર જેવા રોગ ઘેરી લ્યે ત્યારે તેને લાગે છે કે સંસાર દુ ખ મય છે જ્યારે માણસનુ ભાગ્ય ખીલે છે ગજવામા પૈસા આવે છે પુત્ર પૌત્રાદિ થાય છે શરીરમા ચરબી વધે છે, ત્યારે તે ખુશ થાય છે અને પોતાનો ભૂતકાળ ભૂલી જાય છે તેને સસાર સુખમય લાગે છે આ બધી માયાની કરામત છે માટે મિત્રો, વિવેક શીખો અને જ્ઞાન પ્રાપ્ત કરો.

તૃષ્ણા એટલે તીવ્ર ઈચ્છા વારવાર ઉપભોગથી માણસની ઈચ્છાઓ વધતી જાય છે સારો અભ્યાસ કરીને ઓક્સફર્ડ કે કેમ્બ્રીજમા M A કે Ph. D ની ઉપાધિ પ્રાપ્ત કરવી સહેલી છે, પણ તૃષ્ણાને મારવી એ ઘણુ અઘરૂ કામ છે તેથી યોગવાસિષ્ઠમાં વસિષ્ઠ ઋષિએ શ્રીરામને કહ્યુ છે, કે તમે કદાચ હિમાલયને ઉખાડી નાખો સમુદ્ર પાણી પી જાઓ કે અગ્નિને ખાઈ શકો પણ તૃષ્ણાને દૂર કરી શકશો નહિ તૃષ્ણા માણસને અનેક રીતે દુ ખ આપે છે તૃષ્ણા એ સસારનુ બીજ છે

દુનિયાદારીનો માણસ હમેશા શોકમા ડુબેલો હોય છે તે હમેશા કંઈક મેળવવાને પૈસા કમાવાને કે પત્ની પ્રાપ્ત કરવાને તરકીબો મારતો જ હોય છે અને તે મળશે કે કેમ તેની તેને ચિન્તા રહેતી હોય છે જ જે મેળવવા તેણે ખૂબ પ્રયત્ન કર્યો તે વસ્તુ હાથમાંથી જતી રહે તે માટે પણ તેને સતત ચિન્તા રહ્યા કરે છે પૈસા કમાવવામા કષ્ટ છે કમાયેલા સાચવવામા પણ કષ્ટ છે તેમાથી ઓછા થાય કે તે જતા

રહે તો તો પછી પૂછવું જ શું ? માટે ધનનો ત્યાગ કરો અને આત્માનંદમાં મસ્ત રહો.

ભગવાન બુદ્ધ કહે છે કે બધું દુઃખમય છે. પતંજલિના યોગશાસ્ત્રમાં પણ કહેલું છે, 'સર્વં દુઃખં વિવેકિનઃ ।' વિવેકી માણસને આ બધું દુઃખમય લાગે છે. આ નિરાશાવાદીઓનું તત્ત્વજ્ઞાન છે એમ માનશો નહિ. આ તો અદ્ભુત આશાવાદ છે જેનાથી તમને વૈરાગ્યની પ્રાપ્તિ થશે, સાંસારિક વિષયોમાંથી તમારું મન ખસી જશે, અને પરમ સુખશાંતિ માટે તે ઈશ્વર તરફ જશે.

मांसलुब्धो यथा मत्स्यो लोहशङ्कुं न पश्यति ।
सुखलुब्धस्तथा देही यमबन्धं न पश्यति ॥

"જેમ માંસ ખાવામાં લોલુપ માછલું તેની પાછળની લોઢાની આંકડી જોતું નથી તેમ સુખ માટે આકર્ષાયેલો મનુષ્ય યમબંધનને જોઈ શકતો નથી."

પત્ની એ આવશ્યક નથી, પણ પુરુષના મોજશોખ વાસ્તે છે. દરેક ગૃહસ્થી લગ્ન પછી રડે છે કે—'છોકરો તાવથી પીડાય છે, છોકરીનું લગ્ન કરવાનું છે, દેવું થઈ ગયું છે, પત્ની દાગીના માટે ત્રાસ કરે છે, જમાઈ મરવા પડ્યો છે વગેરે વગેરે.'

જો તમારે પરમાત્મદર્શન કરવું હોય તો એકદમ સંસારનો ત્યાગ કરો. હવે ખાવાપીવાનું બહુ થયું. માબાપ, ભાઈભાંડુ, સગાંવહાલાં ને મિત્રોથી હવે બસ થયું. ભૂતકાળમાં કેટલાયે સગાંવહાલાં થઈ ગયાં. તમે એકલા આવ્યા છો, એકલા જવાના છો, કોઈ સાથે આવનાર નથી, સિવાય કે તમારાં કર્મો. માટે ઈશ્વરને ભજો, તમારાં દુઃખો દૂર થશે.

## ૧૭. ઉપાસનાનું શાસ્ત્ર

વિષયસુખ ભોગવવાથી માણસને સંતોષ થતો નથી. ઊલટું, તેની

તૃષ્ણા વધે છે તેને કોઈને કોઈ રૂપ બાગ્યા કરે છે તેનું મન ચંચળ અને અસંતુષ્ટ રહે છે પછી તેને જગદીશ્વરનો સાક્ષાત્કાર કરવાની ઈચ્છા જાગે છે તે પરમ શાન્તિ અને શાશ્વત સુખ મેળવવા ઇચ્છે છે મનુષ્યની આ ઈચ્છા ઉપાસનાથી સંતોષાય છે તે પરમાત્મા સાથે એક થવા ઈચ્છે છે એ ઉપાસનાથી થઈ શકે ત્યારે તે ભગવાનનો મહિમા સાંભળે છે ત્યારે સ્વાભાવિક રીતે જ તેના હૃદયમાં પ્રેમ અને ભક્તિ ઉભરાય છે તેના પ્રેમ અને ભક્તિનો આવિષ્કાર કરવા માટે તેને ઉપાસનાનું અવલંબન જોઈએ છે ઉપાસના એ મનુષ્યના આધ્યાત્મિક વિકાસમાં મદદ કરે છે અને અંતે તેને પ્રભુનો સાક્ષાત્કાર કરાવે છે મનુષ્યના મર્યાદિત મનથી અમર્યાદિત અને અનંત પરમાત્માનો ખ્યાલ આવવો મુશ્કેલ હોવાથી સગુણ બ્રહ્મની કલ્પના કરવામાં આવી આ રીતે નિર્ગુણ બ્રહ્મ ભક્તોની ઉપાસના માટે સ્વરૂપો ધારણ કરે છે

પ્રભુ પ્રત્યે ભક્તના અનન્ય પ્રેમ અને ભક્તિનો, પ્રભુ સાથે એકતા પ્રાપ્ત કરવાની તીવ્ર ઇચ્છાનો, પ્રભુચરણે શાશ્વત નિવાસ કરવાની તમન્નાનો આવિષ્કાર એ ઉપાસના છે ભક્તને પ્રભુના વિયોગનું દુઃખ સાલે છે તે અનુતાપ કરે છે અને પ્રભુના ગુણગાન કરે છે તથા મહિમા ગાય છે ઉપાસના પ્રાર્થના રૂપે સ્તુતિરૂપે ધ્યાન રૂપે અગર કીર્તન રૂપે હોઈ શકે

સાધકના મનની કક્ષા અને વિકાસ ઉપર ઉપાસનાનો આધાર રહે છે કેટલાક નિસર્ગ પૂજા કરે છે પારસીઓ અગ્નિની ઉપાસના કરે છે હિંદુઓ ગંગા ગાય અશ્વત્થ વગેરેની પૂજા કરે છે વેદોમાં ઇન્દ્ર વરુણ અગ્નિ વાયુની ઋચાઓ છે આને નિસર્ગ-પૂજા કહે છે બીજી વીરપૂજા હોય છે શિવાજી નેપોલિયન જેવા વીરનરો હજી પણ પૂજાય છે વી પૂજામાં સાધક પોતાના પૂજ્ય વીરના ગુણો અપનાવે છે મહાપુરુષોની જન્મજયંતીઓ અને મૃત્યુતિથિઓ ઉજવાય એ પણ વીરપૂજા જ છે ત્રીજી અવતારપૂજા છે મહાત્માઓના કેશ અને

અગ્નિની પૂજાઓ થાય છે. ચોથી પિતૃપૂજા છે જેમાં પિતૃઓનું પૂજન થાય છે.

વળી, ગુરુપૂજા, ઋષિપૂજા અથવા દેવતાપૂજા પણ છે જેમ સાધકની ઉન્નતિ થાય છે તેમ તે પૂજાના એક પ્રકારમાંથી અન્ય પ્રકારમાં પ્રવેશ કરે છે. પછી પાછલી કક્ષા આપોઆપ વિલીન થાય છે. માટે જેઓ ઉપલી કક્ષામાં હોય તેમણે નીચલી કક્ષામાં રહેલા ભાઈઓનો તિરસ્કાર કરવો નહિ. ગમે તે પ્રકારની ઉપાસના તે કરતા હોય તો પણ તેણે ઉપાસનાનો મુખ્ય અથવા ગર્ભિત હેતુ ભૂલવો ન જોઈએ. ઉપાસનાનો મુખ્ય હેતુ સર્વવ્યાપક પ્રભુ સાથે અનન્ય ભક્તિ પૂર્વક એકતા સાધવાનો છે. પરમાત્માના અનેક રૂપો છે જેવા કે, બ્રહ્મા, વિષ્ણુ, શિવ, રામ, કૃષ્ણ, ગણપતિ, કાર્તિકેય, દુર્ગા, લક્ષ્મી, સરસ્વતી, ઇન્દ્ર, અગ્નિ પરંતુ જે રૂપની આપણે ઉપાસના કરીએ તેમાં પરમાત્મા જ છે, અને તે પૂજા પરમાત્માને જ પહોંચે છે,

બધા એક જ સત્યની પૂજા કરે છે, અને તે પરમાત્મા છે. જે તફાવત છે તે સાધકોમાં રહેલા તફાવતને લીધે નામરૂપનો જ તફાવત છે ભગવાન ઇસુ, મહંમદ, ગુરુનાનક, બુદ્ધ કે મહાવીરની ઉપાસના એ પરમાત્માની જ ઉપાસના છે આ બધા તેના પ્રકારો છે "જેઓ જે પ્રકારે મારે શરણે આવે છે તેમને તે જ પ્રકારે હું આશ્રય આપું છું. હે પાર્થ, મનુષ્યો સર્વ રીતે મારા માર્ગને અનુસરે છે" (ગીતા અ० ૪, શ્લો ૧૧) "જે જે મનુષ્ય જે જે સ્વરૂપની પૂજા શ્રદ્ધાપૂર્વક કરવા ઇચ્છે, તેની તે તે સ્વરૂપ વિષેની શ્રદ્ધાને હું દૃઢ કરું છું" (ગીતા, અ०૭, શ્લો ૨૧) અજ્ઞાની અને સ્વાર્થી વૃત્તિવાળા મનુષ્યો નાહકના કજીઆ ઊભા કરી દેશની શાંતિ ડહોળી નાખે છે. બધા ધર્મોનાં મૂળ તત્ત્વો સરખાં જ છે જે તકરારો છે તે ગૌણ બાબતો માટેની છે બધા ધર્મો એક જ વાત કહે છે કે—સદાચાર, સત્ય વચન, બ્રહ્મચર્ય-

પાલન, પ્રેમ તથા અન્ય સદ્‌ગુણો, ધ્યાન અને ભક્તિ વડે મુક્તિ પ્રાપ્ત કરો'

'સાધના શબ્દ સાધ ધાતુ પ થી થયો છે સાધનો અર્થ સાધવ, મેળવવુ, સિદ્ધિ પ્રાપ્ત કરવી એવો થાય છે જે પ્રયત્ન કરે છે તે 'સાધક' છે જો તે સાધનામા સફળ થાય તો તે 'સિદ્ધ' થયો કહેવાય. જેણે અનન્ત સપૂર્ણ જ્ઞાન મેળવ્યુ છે તે મહાન સિદ્ધ ગણાય સાધના વિના આત્મદર્શન શક્ય નથી અભ્યાસ એટલે ભાવના અને સાધનાથી જે પ્રાપ્ત થાય તે 'સાધ્ય' (આત્મદર્શન)

ઉપાસના એટલે પૂજન એટલે કે પ્રભુની પાસે (ઉપ) બેસવુ તે. જે ઉપાસના કરે છે તે ઉપાસક છે અને જેની પૂજા કરીએ તે ઉપાસ્ય છે ઉપાસનાનો અર્થ બહુ વિશાળ છે એમા પૂજાના અનેક પ્રકારો આવી જાય છે તેમા ધ્યાન જપ, નિત્યસધ્યા પ્રાર્થના, સ્તુતિ વગેરે બધુ આવી જાય છે ઉપાસના બે પ્રકારની છે ૧ અવ્યક્ત ઉપાસના એટલે કે નિર્ગુણ નિરાકાર બ્રહ્મની ઉપાસના અને ૨ સગુણ ઉપાસના એટલે કે રૂપગુણ વિશિષ્ટ ઈશ્વરની ઉપાસના પહેલા પ્રકારને અવ્યક્ત ઉપાસના કહે છે બીજાને વ્યક્ત ઉપાસના કહે છે સાધકના અધિકાર પ્રમાણે ઉપાસના સ્થૂળ હોય કે સૂક્ષ્મ હોય જે સાધક મૂર્તિની પૂજા કરે છે ઘટાનાદ કરે છે ચદન પુષ્પ, નૈવેદ્ય ધરે છે તે સ્થૂળ પૂજા કરે છે જે સાધક અતઃકરણમા પ્રભુના રૂપનુ ધ્યાન ધરે છે અને માનસિક ચદન પુષ્પ વગેરે અર્પે છે તે સૂક્ષ્મ પૂજા કરે છે માનસિક પૂજા એ સૂક્ષ્મ પૂજા છે

પૂજા શબ્દ સસ્કૃત ધાતુ પૂજ્ ઉપરથી આવેલો છે પૂજા એ સાદી ઉપાસના છે પૂજામા બીજી વ્રુત્તિનો પણ ઉપયોગ થઈ શકે છે મત્રો બોલાય છે મૂર્તિ પર જળ રેડાય છે પુષ્પો અને ચદન ચઢાવાય છે નૈવેદ્ય અને અર્ધ્ય અપાય છે, ધૂપ અને કપૂર બાળવામા આવે છે

છબી કે મૂર્તિમાં રહેલા પરમેશ્વરને માટે સાધક પ્રેમ અને ભક્તિ પ્રકટ કરે છે આમાં એક મુખ્ય બાબત પૂજારીએ ધ્યાન રાખવાની છે અને તે એ કે દેવકાર્ય તથા દેવની પૂજનાં સાધનો દેવની જ માલકીનાં છે અને પૂજારી તો તેની સાચવણી કરનાર જ છે આ ભાવના હોય તો જ પૂજા કૃતાર્થ થાય નૈવેદ્ય, પ્રણામ વગેરે બાહ્યપૂજા છે, ધ્યાન એ આત્મપૂજા છે

ભાગવતના ૧૧મા સ્કંધમાં ભગવાન કૃષ્ણે ઉદ્ધવ આગળ પૂજાનું વર્ણન કરેલું છે, તે આ પ્રમાણે "ભક્તિયુક્ત મનુષ્યે પ્રતિમામાં, ભૂમિમાં, સૂર્યમાં, જળમાં, હૃદયમાં કે બ્રાહ્મણમાં પોતાના ગુરુરૂપ માની, મળી શકે તે દ્રવ્યો વડે, નિષ્કપટપણે પૂજા કરવી. આ પૂજા સાચા હૃદયથી કરવી જોઈએ, અને તે કોઈપણ ઇચ્છાથી નહિ, પરંતુ મારો અનુગ્રહ મેળવવા માટે કરવી જોઈએ સામાન્ય પ્રતિમાની પૂજા કરતી વખતે મારુ આવાહન અને પછી વિસર્જન કરવુ મારી માનસિક પૂજા પણ થઈ શકે. તે વખતે માનસિક દ્રવ્યોથી મારુ પૂજન કરવુ

"પ્રતિમાને નવરાવવી, સાફ કરવી અને તેને ચંદન તથા અલંકારોથી શણગારવી પૂજા કરતી વખતે ભક્તે કોઈ પણ વસ્તુ લેવા ઊઠવું નહિ એકવાર પૂજામાં બેઠા પછી પૂજા પૂરી થાય ત્યારે જ ઊઠવુ દર્ભની સાદડી પર અગર બીજા સ્વચ્છ આસન પર બેસવુ મૂર્તિને પૂર્વાભિમુખ અગર ઉત્તરાભિમુખ બેસારવી અગર પોતે પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ બેસવુ (જો મૂર્તિ પૂર્વાભિમુખ હોય તો ભક્તે ઉત્તરાભિમુખ બેસવુ) આત્મશુદ્ધિ માટે તેણે મંત્રો બોલવા પ્રાણાયામથી શરીરને સ્વચ્છ કરવુ શાંતિથી બેસી તેણે થોડો વખત મારુ ધ્યાનધરવુ

"અષ્ટદળ કમળમાં હુ બેઠેલો છુ એમ કલ્પના કરવી મારી ચો તરફ સુગંધ અને પ્રકાશ પથરાયેલા છે મારા અંગો પર શંખ, ચક્ર, ગદા પદ્મ કૌસ્તુભમણિ માળા અને શ્રીવત્સાદિની કલ્પના કરી તેમની પૂજા

કરવી. ચન્દન, કેશર, કપૂર, કુંકુમ વગેરે સુગંધી દ્રવ્યોનો ઉપયોગ કરવો પુષ્પ-સક્ વગેરે મનો ભાવ્યા મારી મૂર્તિને વસ્ત્ર, અલંકાર, ઉપવીત, ચન્દન, પુષ્પ, કેશર વગેરેથી સુશોભિત કરવી પાદ્ય, આચમન, ચન્દન ધરી આવાહન કરવું, અને શ્રૃંગાર કરવો મારી આગળ ધૂપ, દીપ, કપૂર મૂકવા ભોગ અર્પણ કરી મારા સ્તોત્રપાઠ કરવા મારા ગુણગાન ગાઈ નૃત્ય કરવું મારા આગળ સાષ્ટાંગ પ્રણામ કરી અનુગ્રહની યાચના કરવી મારા ચરણમાં નમસ્કાર કરી સાંસારિક જન્મમરણથી ઉગારવા મારી પ્રાર્થના કરવી

"મારી પૂજામા વપરાયેલા પુષ્પ અને ચન્દનથી તેણે પોતાની જાતને પવિત્ર કરવી ભક્ત ગમે તે પદાર્થમા અગર પોતાના અંતરમા મારુ પૂજન કરી શકે છે, કારણ કે હું સર્વવ્યાપક છુ આ રીતે મંત્રોથી અને વિધિપૂર્વક મારુ પૂજન કરનાર ભક્ત સુખ અને આત્મસાક્ષાત્કાર મેળવે છે એટલુ જ નહિ, પણ તેની બધી ઇચ્છાઓ પૂર્ણ થાય છે મંદિરો અને ચૈત્યો બાંધીને ભક્ત સમગ્ર જગતની શક્તિ પ્રાપ્ત કરી શકે છે મારી પૂજા કર્યાથી તે બ્રહ્મલોકને પામે છે, અને મારી શક્તિઓ પ્રાપ્ત કરે છે

ભક્તો મારી પ્રતિમામા મારુ આવાહન અને પ્રાણપ્રતિષ્ઠા કરી મારુ પૂજન કરે છે પૂજા પૂરી થતાં તે મારુ વિસર્જન કરે છે ધૂપ દીપ પુષ્પ અને જળ વગેરે અર્પણ કરવું એને 'ઉપચાર' કહે છે '

વારંવાર પૂજા કરવાથી મન વિશુદ્ધ થાય છે, અને સારા સંસ્કારો દૃઢ થાય છે "માણસ જેમ ધારે છે તેવો તે બને છે,' એ માનસ-શાસ્ત્રનો સિદ્ધાંત છે જે માણસ પોતાને સારા વિચારો કરવાની ટેવ પાડે છે તે સારા વિચારો જ હમેશાં કરે છે સતત ઇષ્ટદેવના વિચારો કરવાથી તે દેવરૂપ બની જાય છે ધ્યાન અને ધ્યેય વિચારક અને વિચાર્ય, પૂજક અને પૂજ્ય એક થઈ જાય છે આનુ નામ સમાધિ આ ઉપાસનાનુ ફળ છે

. મનુષ્ય એક કર્મ કે વિચાર વાવે છે અને તેના ફળ તરીકે ટેવ બંધાય છે. તે ટેવ વાવે છે અને તેનું ફળ ચારિત્ર્ય થાય છે. તે ચારિત્ર્ય વાવે છે અને તેનું ફળ ભવિષ્ય થાય છે. ટેવ એ બીજો સ્વભાવ છે, અને પહેલો સ્વભાવ છે. માણસે પોતાના વિચારો અને કર્મોથી પોતાનું ભવિષ્ય બનાવ્યું છે. તે પોતાનું ભવિષ્ય ફેરવી શકે છે. તે પોતાના ભવિષ્યનો સ્વામી છે. સુવિચાર અને સખત પુરુષાર્થથી આ શક્ય બને છે માર્કંડેયે તપથી અને ભગવાન શંકરની પૂજાથી પોતાનું ભાવિ ફેરવી નાખ્યું હતું. વિશ્વામિત્રે પ્રખર તપશ્ચર્યા કરી બ્રહ્મર્ષિપદ પ્રાપ્ત કર્યું અને પોતાનું ભાવિ ફેરવી નાખ્યું. જો તમારામાં તીવ્ર ઇચ્છા અને અડગ નિશ્ચય હોય તો તમે પણ તેમ કરી શકો. યોગવાસિષ્ઠમાં શ્રીવસિષ્ઠઋષિ રામચંદ્રને પુરુષાર્થનો ઉપદેશ આપે છે. સાવિત્રીએ પોતાના પતિવ્રતધર્મથી સત્યવાનને યમરાજ પાસેથી છોડાવ્યો જેમ તમે વાંકા અક્ષર લખતા હો તો ફેરવીને સીધા અક્ષર લખો તેમ તમારા વિચારો ફેરવીને તમે તમારું ભાવિ પણ ફેરવી શકો. તમે અત્યારે દેહ અને તેની ઉપાધિરૂપ પોતાને માની "હું અમુક અમુક છું" એમ ગણો છો, પણ આજથી જ તમારા વિચારો બદલી નાખો માનો—કે હું બ્રહ્મ છું. હું સર્વમાં રહેલો આત્મા છું. હું સર્વવ્યાપક છું, તેજરૂપ છું." આથી તમારું ભવિષ્ય ફરી જશે. જેમ તમે ધારશો તેવા થશે થશો. એ જ સાધના, એ જ અહંગ્રહ ઉપાસના. એનું સતત અનુષ્ઠાન કરો.

## ૬૮. ભક્તિયોગ સાધના

ભગવાન્ તમારા હૃદયનો અંતર્યામી છે, તમારા વિચારોનો સ્વામી છે. તમે તેનાથી કશું જ છૂપાવી શકો તેમ નથી માટે સરળ અને ઋજુ થાઓ.

પ્રભુનો ભક્ત હંમેશાં નમ્ર હોય છે. તેની જિહ્વા પર હંમેશાં પ્રભુનું નામ હોય છે. તે એકલો હોય છે ત્યારે ખૂબ અશ્રુપાત કરે

છે. તે સર્વત્ર હોય છે. તે સર્વ તરફ મૈત્રી અને સમભાવ રાખે છે. તે હંમેશાં ભલું જ કરે છે. તે બીજાની લાગણીઓ દુભવતો નથી. તેનું ચારિત્ર્ય શુદ્ધ હોય છે. તે બીજાનું ધન પડાવી લેવા ઇચ્છતો નથી. તે સૌમાં હરિને જુએ છે.

ભક્તિથી પર્વતો હાલી જાય છે. ભક્ત માટે કશું અશક્ય નથી. મીરાંની ભક્તિથી સર્પ ફુલની માળા બની ગયો, ઝેર અમૃત બની ગયું અને શૂળોની પથારી ફુલોની પથારી બની ગઈ. પ્રહ્લાદની ભક્તિથી અગ્નિ બરફ જેવો ઠંડો બની ગયો.

ભક્તે સજ્જનતાની મૂર્તિ થવું જોઈએ. તેણે સૌનું ભલું કરવા હમેશાં તત્પર રહેવું જોઈએ, જે ભક્ત સૌનું ભલું કરવા ઇચ્છે છે તે શાશ્વત શાંતિ પ્રાપ્ત કરે છે જે સૌના ભલામાં રાચે છે તે ભગવાનનાં દર્શન પામે છે. તેને અંતમાં આત્મૈક્ય પ્રાપ્ત થાય છે.

ભગવદ્ ભક્તોની સેવા, પ્રભુના નામનો જપ, સત્સંગ, પ્રભુનાં ગુણગાન, ભાગવત કે રામાયણનું અધ્યયન, વૃંદાવન, પંઢરપુર, ચિત્રકૂટ, અયોધ્યામાં નિવાસ—આ ભક્તિ વિકાસનાં સાધનો છે. કામ અને ક્રોધ એ બે આંતરશત્રુઓ છે, અને તે ભક્તિમાં આડે આવે છે. મનુસંહિતામાં 'કામ'થી ઉત્પન્ન થતા દસ દોષો ગણાવ્યા છેઃ મૃગયાનો શોખ, જુગાર, દિવસે નિદ્રા, નિન્દા, વેશ્યાગમન, મદ્ય, કામવાસનાનાં ગીતો, નૃત્ય, હલકી જાતનું સંગીત, અહેતુક ભ્રમણ.

ક્રોધથી આઠ દોષો ઉત્પન્ન થાય છે. જો તમે ક્રોધને સંયમમાં રાખી શકો તો તમે ઘણા દોષોમાંથી મુક્ત થશો. તે આઠ દોષો આ રહ્યાઃ અન્યાય, અવિચારીપણું, જુલમ, દ્વેષ, બીજાના ધનનું અપહરણ કઠોરવચન અને ક્રૂરતા.

ભક્તોને શી રીતે ઓળખવા? ભાગવતમાં ભગવાન શ્રીકૃષ્ણે તેનું વર્ણન આપ્યું છે. "ભક્તો કશાની ચિંતા કરતા નથી. તેમનું

મન મારામાં જ પરોવાયેલું છે. તેઓ નમ્ર, સમદર્શી, નિરાસક્ત
અને અહંતા-મમતા રહિત હોય છે. તેમને મન સુખદુઃખ સરખાં
છે. તેઓ અપરિગ્રહી છે. તેઓ ટાઢ તાપ દુઃખ સહન કરી શકે છે.
તેમને સર્વ માટે પ્રેમ છે. તેમને મન કોઈ શત્રુ નથી. તેઓ શાંત
હોય છે. તેમનું ચારિત્ર્ય ઉચ્ચકોટિનું હોય છે."

આગળ વધેલા સાધકો માટે નીચેની સાધના સૂચવવામાં આવે છે:
આધ્યાત્મિક માર્ગમાં એનાથી જલદી નક્કર પ્રગતિ થશે. સવારે ૪
વાગે ઊઠો. તમને અનુકૂળ હોય તે આસને બેસી જપ શરૂ કરો.
૧૪ કલાક સુધી ખોરાક કે પાણી લેશો નહિ. આસનેથી ઊઠશો
નહિ. જો બની શકે તો આજ સુધીમાં લઘુશંકા કરવા જશો નહિ.
આસનમાં પણ ફેરફાર કરશો નહિ. સંધ્યાકાળે જપ પૂરા કરો, ત્યાર
પછી દૂધ અને ફળ લો. ગૃહસ્થી લોકો જ્યારે અવકાશ મળે ત્યારે આ
સાધના કરી શકે છે. આ સાધના મહિનામાં, પખવાડિયામાં કે સપ્તાહમાં
એકવાર કરો.

આ બીજી સાધના ૧૦ દિવસની છે. એ તમે ક્રિસ્ટમસની કે
પૂજાની રજાઓમાં કે ઉનાળાની રજાઓમાં કરી શકો. એક હવાઉજ-
વાળા વાળી ઓરડીમાં બંધ કરી બેસી જાઓ. કોઈને મળશો નહિ,
કે વાત કરશો નહિ. કંઈ સાંભળશો પણ નહિ. સવારે ૪ વાગે ઊઠો.
તમારા ઈષ્ટદેવતાનો કે ગુરુમંત્રનો જપ શરૂ કરો અને મધ્યાહ્નકાળે
બંધ કરો. ત્યાર બાદ દૂધ અને ફળ અથવા ખીર લો. એક બે કલાક
આરામ લો, પણ જપ ચાલુ રાખજો. ત્યાર બાદ ફરી જપ પૂર
જોરથી શરૂ કરો. રાતના ૧૧ વાગે સૂઈ જજો. જપ સાથે ધ્યાન પણ
તમે કરી શકો છો. તે ઓરડીમાં જ સ્નાનની તેમજ ખોરાકની સગ
વડ કરજો. જો બની શકે તો બે ઓરડી રાખજો. એક ધ્યાનને માટે
ને બીજી સ્નાનને માટે. વર્ષમાં આવું ચાર વખત કરો. આ સાધના

૪૦ દિવસ સુધી પણ લબાવાય છે આના અદ્‌ભુત પરિણામો અને અનુભવો તમને થશે તમને સમાધિનો અનુભવ પણ થશે હુ ખાતરી આપુ છુ કે તમને તમારા ઇષ્ટદેવના દર્શન પણ થશે.

૪૦ દિવસનુ અનુષ્ઠાન આ પ્રમાણે કરજો તમારે રોજના ૩૦૦૩ જપના હિસાબે ૪૦ દિવસમા ૧ લાખ ૨૫ હજાર નામમ ત્રના જપ કરવા પડશે છેવટના પાંચ દિવસમા રોજના ૪૦૦૦ જપ કરવા રોજ સવારે ૪ વાગે ઉઠો એક ઝીણા કાગળ પર ૩૦૦૦ વખત રામ રામ લખો પછી તે કાગળના ઝીણા ટૂકડા કરો જેથી દરેક ટૂકડામા એક રામનામ આવે ઘઉના લોટની કણકમા તે બધા ટૂકડા ઘાલી દો તમારી શક્તિ પ્રમાણે લખવામા બેથી ત્રણ કલાક લાગશે. પછી માપવામાં થોડોક સમય લાગશે આ બધુ એક જ આસને બેસી કરવાનુ છે જો એક આસને બેસવુ શક્ય ન હોય તો આસ નમા ફેરફાર કરજો પણ આસન છોડશો નહિ કેટલાક માણસો કેસર કસ્તૂરી કપૂરની બનેલી શાહી અને તુલસીકાષ્ઠની કલમ વાપરે છે જો તે તમારાથી ન બને તો સામાન્ય શાહી અને પેન વાપરજો. આ અનુષ્ઠાન તમારે હૃષીકેશ, બનારસ હરદ્વાર કે પ્રયાગમા ગગા જમના, ગોદાવરી કાવેરી કે નર્મદાના કિનારા પર કરવુ જો એ તીર્થોમા ન જઇ શકાય તો તમે ઘરમા પણ એ અનુષ્ઠાન કરી શકો છો એ દિવસોમા દૂધ અને ફળાહાર જ લેવો બે પજાબીઓ—એક કાયદાનો વિદ્યાર્થી અને બીજો તેનો પિતા હરિદ્વારમાં આ અનુષ્ઠાન કરી રહ્યા છે પેલો કણકનો લોચો ગગામાં કે બીજી કોઈ નદીમા માછલાને ખાવા માટે નાખો આમા તમારી ધીરજ વધશે અને પ્રભુનો અનુગ્રહ મળશે

પવિત્રતા અને એકાગ્રતાથી રામાયણના ૧૦૮ પારાયણ કરો જો તમે રોજ ત્રણ કલાક આની પાછળ ગાળો તો ત્રણ વર્ષમા એ

પૂરાં થશે. એક મહિનામાં તમારું પારાયણ થઈ શકે. તમને સિદ્ધિઓ પ્રાપ્ત થશે અને ભગવાન રામચંદ્રના દર્શન થશે.

## ૬૯ ચિત્રકૂટના ભક્તો

ચિત્રકૂટ ધ્યાન માટે સરસ જગ્યા છે. પાસે સ્વચ્છ વહેતી મંદાકિની વહે છે. તુલસીદાસજી એક ચોપાઈમાં કહે છે કે જે કોઈ ભક્તો ચિત્રકૂટમાં રહી દૂધ ફળાહાર લઈ ભક્તિપૂર્વક રામ નામનો જપ કરશે તેમને છ મહિનામાં ભગવાન રામચંદ્રના દર્શન થશે.

મૌનીબાબા એક મહાન તિતિક્ષુ છે. તે વૈરાગી છે અને ચિત્રકૂટથી બે માઈલ દૂર સતી અનસૂયાના જંગલમાં રહે છે. તે ઉનાળામાં સવારના આઠ વાગ્યાથી સાંજના પાંચ વાગ્યા સુધી સૂર્યના પ્રખર તાપમાં બેસી રહે છે. આ સંતની કેવી ભારે તિતિક્ષા?

સિદ્ધદાસ નામે એક બીજા આરૂઢ સંત છે. તે પણ ચિત્રકૂટથી બે માઈલ દૂર જંગલમાં રહે છે. તે એવી જગ્યાએ સૂએ છે કે જ્યાં ખૂબ સાપો છે. તેમનામાં એક બાળકના જેટલી સરળતા છે. ભક્તનું આ એ મહાન લક્ષણ છે.

## ૭૦ શા માટે આપણે ઈશ્વરમાં શ્રદ્ધા રાખવી જોઈએ

ઈશ્વરમાં શ્રદ્ધા રાખવી એ પ્રાણીમાત્ર માટે ખાસ આવશ્યક છે. અવિદ્યાને લીધે આપણને દુઃખ એ સુખરૂપે ભાસે છે. જગત દુઃખો, યાતનાઓ અને સંકટોથી ભરેલું છે. એ અગ્નિનો ગોળો છે. રાગ, દ્વેષ, ક્રોધ, મત્સરથી ભરેલું અંતઃકરણ એ સળગતી ભઠ્ઠી છે. આપણે આપણી જાતને જન્મ, મરણ, જરા, રોગ અને શોકથી મુક્ત કરવાની છે. એ કામ ઈશ્વરમાં શ્રદ્ધા રાખવાથી જ થાય. એ સિવાય બીજો માર્ગ નથી. ધન અને સત્તા આપણને સાચું સુખ આપી શકે તેમ નથી. જો કે આપણને આખા જગતનું આધિપત્ય મળે તો પણ આપણે ચિંતા, ભય, નિરાશા વગેરેમાંથી મુક્ત થવાના નથી જ. ફક્ત

ઈશ્વરમાં શ્રદ્ધા અને ધ્યાનથી, ઈશ્વર સાક્ષાત્કારથી જ આપણને સાચું શાશ્વત સુખ મળી શકે અને આપણે ચિંતાઓ તથા બંધમાંથી મુક્ત થઈ શકીએ. ઈશ્વરમાં શ્રદ્ધા હોવાથી આપણે તેના જ વિચાર કરીશું, તેનું જ ધ્યાન ધરીશું અને આત્મસાક્ષાત્કાર કરીશું.

ઈશ્વરમાં શ્રદ્ધા અને આત્મસાક્ષાત્કારથી આપણને પરમશાંતિ મળશે. એ શાંતિમાં બધાં દુઃખો વિલીન થઈ જાય છે. પછી કોઈ જાતની વિહ્વળતા રહેતી નથી. કર્મનાં બંધનો છૂટી જાય છે. આપણે અમર બની દિવ્ય જ્ઞાનને પામીએ છીએ. આપણે એવા સ્થાને પહોંચી જઈશું કે જ્યાંથી આ જન્મમરણના ફેરામાં ફરી આવવાનું રહેતું નથી. દિવ્ય જ્ઞાનથી પાપોનો નાશ થાય છે અને મન પ્રસન્ન રહે છે. પ્રિયની પ્રાપ્તિથી આનંદ થશે નહિ, અપ્રિયની પ્રાપ્તિથી શોક થશે નહિ. આપણને અક્ષયસુખ પ્રાપ્ત થશે. આપણને સમાધિ પ્રાપ્ત થશે, અને નિત્ય અનંત અખંડ શાંતિ મળશે. જ્યારે એવી સમાધિ પ્રાપ્ત થશે ત્યારે ભારે શોક પણ આપણને કંઈ જ કરી શકશે નહિ. વસ્તુતઃ આપણને અતીન્દ્રિય સુખ પ્રાપ્ત થશે.

જો આપણે અનન્યભક્તિ અને એકાગ્ર ધ્યાનથી પ્રભુની ભક્તિ કરીશું તો તે આપણી પૂરેપૂરી રક્ષા કરશે. તે આપણને નિર્યોગ આપશે. આપણા પર સંપૂર્ણ દયા લાવીને ભગવાન જ્ઞાનદીપ વડે આપણા અજ્ઞાનરૂપી અંધકારને ભગાડી દેશે અને સંસારની જન્મ મરણની ઘટમાળમાંથી બહાર કાઢશે. પ્રભુમાં શ્રદ્ધા અને ભક્તિથી આપણે પરમાત્માનું રહસ્ય સમજશું અને તેમના અનુગ્રહથી પરમ પદ પ્રાપ્ત થશે.

## ૨૧. પ્રભુના અસ્તિત્વમાં નહિ માનવાથી શી હાનિ છે

જો આપણામાં ભગવત્શ્રદ્ધા નહિ હોય તો આપણે આ સંસારમાં ફરી ફરી જન્મ પામીશું અને દુઃખોમાં પીસાઈશું. અજ્ઞાની અશ્રદ્ધાળુ

સંશયાત્મા વિનાશને પામે છે. તેને જરા પણ સુખ મળતું નથી. તેને માટે આ લોક નથી તેમ પરલોક પણ નથી. જેમને પ્રભુમાં શ્રદ્ધા નથી, તેમને સત્ય અને અસત્યનો વિવેક નથી. તેઓ જડ અને અભિમાની હોય છે. તેમનામાં કામ, ક્રોધ, લોભ, પુષ્કળ હોય છે. તેઓ અધર્મથી પૈસા ભેગો કરે છે. તેઓ રાક્ષસી સ્વભાવના બની જાય છે. તેઓ ભયંકર ગુન્હાઓ કરે છે. તેમના જીવનમાં આદર્શ જેવું કાંઈ હોતું નથી. તેઓ જન્મમરણના ફેરામાં અટવાઈ ખૂબ હલકી યોનિ સુધી પહોંચી જાય છે.

દક્ષિણ ભારતમા ત્રિચિનોપોલી જીલ્લામાં નેરૂરમાં લગભગ ૧૫૦ વર્ષ ઉપર શ્રી સદાશિવ બ્રહ્મેન્દ્ર સરસ્વતી નામે એક પ્રખ્યાત યોગી-જ્ઞાની થઈ ગયા. તેઓ બ્રહ્મ-સૂત્ર-વૃત્તિ, આત્મ વિદ્યાવિલાસ વગેરે ગ્રંથોના કર્તા છે. તેમણે ઘણા ચમત્કારો કરેલા છે. એક વખત તેઓ કાવેરીના કિનારે સમાધિમા હતા તે વખતે નદીમાં પૂર આવતાં તેઓ દૂર ઘસડાઈ ગયા. તેઓ રેતીમાં ખૂબ ઊંડે દટાઈ ગયા. થોડા વખત પછી જ્યારે મજૂરો ખેતર ખોદવા ગયા ત્યારે તેમના મસ્તક સાથે કોદાળો અથડાતાં તેમાથી થોડુંક લોહી નીકળ્યું. તેમણે વિશેષ ખોદતાં સમાધિસ્થ યોગીનો દેહ મળી આવ્યો!

એક બીજા પ્રસંગે આ અવધૂત યોગી એક મુસ્લીમ સરદારના જનાનખાનામાં નગ્ન અવસ્થામાં પેસી ગયા. આથી સરદાર બહુ ગુસ્સે થયો અને તેણે મહાત્માનો હાથ કાપી નાખ્યો. છતાં મહાત્મા તો કાંઈ પણ બોલ્યા વિના કે દુઃખ દર્શાવ્યા વિના ચાલતા જ થયા. આ જેઈ સરદારને ખૂબ આશ્ચર્ય લાગ્યું. તેને સમજાયું કે આ કોઈ મહાત્મા હોવા જોઈએ. તેથી તેને પસ્તાવો થયો અને તે મહાત્માની પાછળ ક્ષમા માગવા દોડ્યો. પોતાનો હાથ કપાયો છે, એની મહાત્માને તો ખબર જ નહોતી. જ્યારે સરદાર બધી હકીકત તેઓને કહી ત્યારે તેમણે તેને

મારી આગળ અને પોતાના હાથના ઠૂંઠાને અડકયા એટલે ત્યાં નવો હાથ આવી ગયો. આ મહાત્માના જીવનથી મારા મન પર ખૂબ ઊંડી અસર થઈ હતી. મેં ચોક્કસ નિર્ણય કરી લીધો કે આ સાંસારિક પદાર્થો, મન અને ઇંદ્રિયોથી પર એક દિવ્ય જીવન છે એ મહાત્માને સંસારનું કોઈ ભાન હતું જ નહિ તેમનો હાથ કપાયો ત્યારે તેમને કાંઈ પણ લાગ્યું નહિ તે હંમેશા સમાધિમાં મગ્ન રહેતા. કોઈએ સામાન્ય માણસને સહેજ ટાંકણી વાગે તો પણ તે બૂમ પાડી ઊઠે છે જ્યારે મહાત્મા સદાશિવના આ ચમત્કારિક બનાવની વાત આપ્તજનો પાસેથી જાણી અને પુસ્તકમાં વાંચી ત્યારે મને સંપૂર્ણ ખાતરી થઈ કે આ સંસારથી પર એવું એક દિવ્ય જીવન છે, કે જ્યાં સર્વ શોક શમી જાય છે, ઇચ્છાઓ તૃપ્ત થઈ જાય છે, અને જ્યાં પરમ સુખ, પરમ શાંતિ અને પરમ જ્ઞાન અવિચલ રહે છે

# શ્રી. નારદ ભક્તિસૂત્ર

સૂત્ર-૧.

અથાતો ભક્તિં વ્યાખ્યાસ્યામઃ ।

(અથ-હવે. અતઃ- આટલા માટે, ભક્તિં-ભક્તિયોગનું, વ્યાખ્યાસ્યામ - વિવરણ કરીશું)

અર્થ- હવે એટલા માટે આપણે ભક્તિ યોગનું વિવરણ કરીશું.

સૂત્ર-૨.

સા ત્વસ્મિન્ પરમપ્રેમરૂપા ।

(સા- તે (ભક્તિ), તુ- સાથેસાથ, અસ્મિન્ - તેનામાં પરમપ્રેમરૂપા - પરમ પ્રેમ સ્વરૂપ)

અર્થ - તેનામા (ઈશ્વરમા) સાથેસાથ પરમ પ્રેમ, તે ભક્તિનું સ્વરૂપ છે.

સૂત્ર-૩.

અમૃતસ્વરૂપા ચ ।

(અમૃત- અમૃત, સ્વરૂપા-સ્વરૂપ)

~ બીજા સૂત્રના અનુસંધાનમાં આ સૂત્ર નીચે પ્રમાણે વાચી શકાય-
'સા તુ અસ્મિન્ પરમ પ્રેમરૂપા અમૃતસ્વરૂપા ચ ।'

અર્થ- ભક્તિનુ રૂપ અમૃત સ્વરૂપ છે

સૂત્ર-૪

યત્લબ્ધ્વા પુમાન્ સિદ્ધો ભવતિ,
અમૃતો ભવતિ, તૃપ્તો ભવતિ ।

(યત્-જે (ભક્તિ), લબ્ધ્વા—પ્રાપ્ત થતા, અથવા મળવાથી પુમાન્ - મનુષ્ય, સિદ્ધ - સિદ્ધ, ભવતિ—બને છે, અમૃત -અમર, ભવતિ-બને છે, તૃપ્ત -સંતોષી, ભવતિ-બને છે.)

અર્થ-જે (ભક્તિ) પ્રાપ્ત થતા મનુષ્ય સિદ્ધ બને છે, અમર બને છે, સંતોષી બને છે

સૂત્ર–૫

યત્પ્રાપ્ય ન કિંચિત્ વાંછતિ ન શોચતિ
ન દ્વેષ્ટિ ન રમતે નોત્સાહી ભવતિ

(યત્–જે (ભક્તિ) પ્રાપ્ય–મેળવવાથી, (પુમાન મનુષ્ય) કિંચિત્ કાંઈ જ, ન વાંછતિ – ઇચ્છતો નથી, ન શોચતિ – શોક કરતો નથી ને દ્વેષ્ટિ – દ્વેષ કરતો નથી ન રમતે – ઉત્સાહી – સ્વાર્થપ્રવૃત્ત ન ભવતિ – થતો નથી )

અર્થ – જે (ભક્તિ) મેળવવાથી (મનુષ્ય) કાંઈજ ઇચ્છતો નથી. (કશાનો) શોક કરતો નથી, (કોઈનો) દ્વેષ કરતો, (વિષયોમાં) આનંદ મેળવતો નથી, (અથવા તો) તે સ્વાર્થપ્રવૃત્ત થતો નથી

સૂત્ર–૬

યત્ જ્ઞાત્વા મત્તો ભવતિ સ્તબ્ધો
ભવતિ આત્મારામો ભવતિ ॥

(યત્–જે (પ્રેમ રૂપા ભક્તિ) જ્ઞાત્વા–જાણવાથી, ( પુમાન–મનુષ્ય), મત્ત–ઉન્મત્ત, ભવતિ–બને છે સ્તબ્ધ–શાંત ભવતિ–થાય છે, આત્મારામ– આત્મારામ ભવતિ–બની જાય છે)

અર્થ –જેને (ભક્તિને) જાણવાથી (મળવાથી) મનુષ્ય ઉન્મત્ત બને છે, શાંત થાય છે અને આત્મારામ બની જાય છે

સૂત્ર – ૭

સા ન કામયમાના નિરોધરૂપત્વાત્

સા – તે ( પરમ પ્રેમરૂપ ભક્તિ ) ન – નથી

કામયમાના – કામનાયુક્ત, નિરોધરૂપત્વાત્ – નિરોધસ્વરૂપ)

અર્થ – તે ( પ્રેમ ભક્તિ ) કામનાયુક્ત નથી કારણ કે તે નિરોધસ્વરૂપ છે

સૂત્ર–૮

નિરોધઃ તુ લોકવેદવ્યાપારન્યાસઃ

(નિરોધઃ–નિરોધ–(કામના ક્ષય), તુ–એટલે. લોકવેદવ્યાપારન્યાસ:–લૌકિક અને વૈદિક કર્મોનો ત્યાગ).

અર્થ :–લૌકિક અને વૈદિક કર્મોના ત્યાગને નિરોધ કહેવાય છે.

સૂત્ર–૯

તસ્મિન્ અનન્યતા તદ્ વિરોધિષુ ઉદાસીનતા ચ ॥

(તસ્મિન્–તેનામાં (ઈશ્વરમાં), અનન્યતા–અભિન્નતા, તદ્વિરોધિષુ–પ્રતિકૂલતામાં, ઉદાસીનતા–રસ ન ધરાવવો તે.)

અર્થ :–તેનામાં (પ્રિયતમ ભગવાનમાં) અનન્યતા અને તેના પ્રતિકૂળ વિષયમાં ઉદાસીનતાને પણ નિરોધ કહે છે.

સૂત્ર–૧૦.

અન્યાશ્રયાણાં ત્યાગ : અનન્યતા ।

(અન્યાશ્રયાણાં–બીજા આશ્રયોનો, ત્યાગ–ત્યાગ, અનન્યતા–અનન્યતા)

અર્થ :–(પોતાના પ્રિયતમ ભગવાન સિવાય) બીજા બધા આશ્રયોના ત્યાગને અનન્યતા (કહેવાય છે).

સૂત્ર–૧૧.

લોક વેદેષુ તદનુકૂલાચરણં તદ્ વિરોધિષુ ઉદાસીનતા ।

(લોક વેદેષુ–લૌકિક અને વૈદિક કર્મોમાં, તદનુકૂલાચરણં–તેને (ભગવાનને) અનુકૂળ કર્મ કરવા, તદ્–તેના (ઈશ્વરના), વિરોધિષુ ઉદાસીનતા–પ્રતિકૂળ વિષયમાં ઉદાસીનતા (છે))

અર્થ–લૌકિક અને વૈદિક કર્મોમાં ભગવાનને અનુકૂળ કર્મ કરવાં (એનો અર્થ એ કે) તેના પ્રતિકૂળ વિષયોમાં ઉદાસીનતા.

સૂત્ર-૧૨

ભવતુ નિશ્ચયદાર્ઢ્યાત્ ઊર્ધ્વં શાસ્ત્રરક્ષણમ્ ।

( ભવતુ-પણ, નિશ્ચયદાર્ઢ્યાત્-ઉચ્ચતમ સ્થિતિમા સ્થિર, ઊર્ધ્વ-પછી, શાસ્ત્રરક્ષણમ્-શાસ્ત્રોનુ રક્ષણ ( શાસ્ત્રાનુસાર આચરણ) )

અર્થ -ઉચ્ચતમ સ્થિતિમા સ્થિર થયા પછી પણ શાસ્ત્રોનુ રક્ષણ કરવુ જોઈએ-એટલે શાસ્ત્રાનુસાર આચરણ કરવુ જોઈએ

સૂત્ર-૧૩

અન્યથા પતિત્યાશઙ્કયા ॥

અન્યથા-નહિ તો, પતિત્યાશઙ્કયા-પડવાનો ભય છે)

અર્થ-નહિ તો પડવાનો ભય છે

સૂત્ર-૧૪

લોકોઽપિ તાવદેવ કિન્તુ ભોજનાદિ-
વ્યાપારસ્તુ આશરીરધારણાવધિ.

( લોકો પિ-લૌકિક કર્મો પણ તાવદેવ- ત્યા સુધી, કિન્તુ-પરન્તુ ભોજનાદિવ્યાપાર -ભોજન વગેરે કાર્યો તુ-તો, આશરીરધારણાવધિ-આ શરીર રહેશે ત્યાં સુધી કરવા પડશે )

સૂત્ર-૧૫

તલ્લક્ષણાનિ વાચ્યન્તે નાનામતભેદાત્ ।

(તદ્ લક્ષણાનિ-તેના (ભક્તિના) લક્ષણો વાચ્યન્તે-વર્ણન કરવામા આવે છે નાનામતભેદાત્-વિવિધ મત અનુસાર)

અર્થ -વિવિધ મત અનુસાર ભક્તિના લક્ષણોનું વર્ણન કરવામાં આવે છે

સૂત્ર ૧૬

પૂજાદિષુ અનુરાગ ઇતિ પારાશર્યઃ ॥

( પૂજાદિષુ-પૂજા આદિમા, અનુરાગ-પ્રેમ ઇતિ-એમ પારાશર્ય-પરાશરનન્દન વ્યાસજી )

અર્થ—પરાશરનન્દન વ્યાસજીના મત અનુસાર ભગવાનની પૂજા વગેરેમાં પ્રેમ હોવો તે ભક્તિ છે.

સૂત્ર–૧૭

કથાદિષ્વિતિ ગર્ગઃ ॥

( કથાદિષુ– કથા વગેરેમાં, ઇતિ–તેમ, ગર્ગ – ગર્ગ )

અર્થ –શ્રી ગર્ગાચાર્યના ( મત અનુસાર ) ભગવાનની કથા વગેરેમાં ( અનુરાગ હોવો, તે ભક્તિ છે. )

સૂત્ર–૧૮

આત્મરત્યવિરોધેનેતિ શાણ્ડિલ્ય ।

( આત્મરતિ–આત્મામાં આનંદ અવિરોધ–અવિરોધ વિના ઇતિ–તે શાણ્ડિલ્ય ઋષિ શાણ્ડિલ્ય માને છે )

અર્થ—ઋષિ શાણ્ડિલ્યના મત અનુસાર આત્માના આનંદના અવિરોધી વિષયમાં અનુરાગ તે ભક્તિ છે

સૂત્ર–૧૯

નારદ તુ તદર્પિતા અખિલાચારતા
તદ્વિસ્મરણે પરમ વ્યાકુલતા ઇતિ ॥

( નારદ –નારદજી, તુ–પરંતુ, તદર્પિતા અખિલાચારતા–જેણે સર્વ કર્મો ભગવાનને અર્પણ કર્યાં છે, તદ્વિસ્મરણે–તેના વિસ્મરણથી પરમ વ્યાકુલ –પરમ વ્યાકુળ થવું )

અર્થ દેવર્ષિ નારદના મત અનુસાર પોતાના સર્વ કર્મો ભગવાનને અર્પણ કરવા અને ભગવાનના વિસ્મરણથી પરમ વ્યાકુળ થવું તે ભક્તિ છે.

સૂત્ર—૨૦

અસ્તિ એવ એવમ્

(અસ્તિ–છે એવ એવમ્–એમ જ)

અર્થ –બરાબર એમ જ છે

વિવરણ –આગળના સૂત્રમા ભક્તિનુ જે વર્ણન મહર્ષિ નારદે કર્યું છે તે યથાર્થ જ છે

સૂત્ર–૨૧

યથા વ્રજગોપિકાનામ્ ॥

(યથા–જેવી કે વ્રજગોપિકાનામ્–વ્રજગોપિઓની) (ભક્તિ)

અર્થ – જેવી કે વ્રજગોપિકાઓની ભક્તિ

સૂત્ર– ૨૨

॥ તત્રાપિ ન માહાત્મ્યજ્ઞાન વિસ્મૃત્યપવાદ ॥

(તત્ર–ત્યાં (ગોપીઓની અવસ્થામાં) મહાત્મ્યજ્ઞાન સ્મૃત્યપવાદ – મહાત્મ્યજ્ઞાનની વિસ્મૃતિનો અપવાદ)

અર્થ–એ અવસ્થામા પણ મહાત્મ્યજ્ઞાનની વિસ્મૃતિનો અપવાદ નથી.

સૂત્ર–૨૩

તદ્ વિહીનં જારાણામિવ ॥

(તદ્ વિહીનં –તેના વિના–દિવ્ય મહાનતાના જ્ઞાન વિના, જારાણામ્ –જાર કર્મ ઇવ–સમાન)

અર્થ –ભગવાનને ભગવાન જાણ્યા વિનાનો પ્રેમ જાર કર્મ સમાન છે

સૂત્ર–૨૪

નાસ્તિ એવ તસ્મિન્ તત્સુખસુખિત્વમ્ ।

(ન અસ્તિ–હોતુ નથી એવ–ખાસ તસ્મિન્–તેમા (તે જાર–પ્રેમમા) તત્ સુખસુખિત્વમ્–બીજાના સુખે સુખી)

અર્થ–તેમાં (જાર–પ્રેમમા) બીજાને સુખે સુખી હોવું નથી.

સૂત્ર-૨૫

સા તુ કર્મજ્ઞાનયોગેભ્ય અપિ અધિકતરા ॥

( સા-તે-(ભક્તિ-પરાભક્તિ), તુ-પરંતુ, કર્મજ્ઞાન યોગેભ્ય – કર્મજ્ઞાન અને ભક્તિથી, અપિ-પણ અધિકતરા શ્રેષ્ઠ )

અર્થ-પરંતુ તે ( ભક્તિ ) કર્મ, જ્ઞાન અને યોગથી પણ શ્રેષ્ઠ છે

સૂત્ર-૨૬

' ફલરૂપત્વાત્ '

અર્થ -કારણ કે ( ભક્તિ ) ફલરૂપ છે

સૂત્ર-૨૭

ઇશ્વરસ્ય અપિ અભિમાનદ્વેષિત્વાત્ દૈન્યપ્રિયત્વાત્ ચ ।

( ઇશ્વરસ્ય-ઇશ્વરને, અપિ-પણ, અભિમાન દ્વેષિત્વાત્-અભિમાન પ્રત્યે દ્વેષભાવ, દૈન્યપ્રિયત્વાત્- નમ્રતા પ્રત્યે પ્રિયભાવ, ચ-અને )

અર્થ :-ઇશ્વરને પણ અભિમાન પ્રત્યે દ્વેષભાવ અને નમ્રતા પ્રત્યે પ્રેમભાવ છે.

સૂત્ર-૨૮

તસ્ય જ્ઞાનમેવ સાધનમ્ ઇતિ એકે ॥

( તસ્ય-તેનું ( ભક્તિનું ) જ્ઞાનમ્-જ્ઞાન, એવ-એક જ, સાધનમ્-સાધન, ઇતિ-આમ, એકે-કોઈ ( આચાર્યો )

અર્થ -તેનુ ( ભક્તિનુ ) સાધન જ્ઞાન છે એમ અમુકનો (આચાર્યોનો) મત છે

સૂત્ર-૨૯.

અન્યોન્યાશ્રયત્વમ્ ઇતિ અન્યે ॥

( અન્યોન્યાશ્રયત્વમ્ – પરસ્પર આધારરૂપ, ઇતિ-એમ અન્યે-બીજા ( આચાર્યો )

અર્થ –બીજાઓનો (આચાર્યોનો) મત છે કે ભક્તિ અને જ્ઞાન પરસ્પર આધારરૂપ છે

સૂત્ર–૩૦

સ્વયં ફલરૂપતા ઇતિ બ્રહ્મકુમાર ।

(સ્વયં–પોતે જ, ફલરૂપતા–ફળસ્વરૂપ, ઇતિ–એમ) બ્રહ્મકુમાર–બ્રહ્માના પુત્ર (નારદજી)

અર્થ –બ્રહ્મકુમાર નારદજીના મત પ્રમાણે ભક્તિ પોતે જ ફલરૂપ છે

સૂત્ર–૩૧

રાજગૃહ ભોજનાદિષુ તથૈવ દૃષ્ટત્વાત્ ।

( રાજગૃહ ભોજનાદિષુ–રાજગૃહ, ભોજન વગેરેમા, તથા–પ્રમાણે એવ–જ, દૃષ્ટત્વાત–દૃષ્ટિગોચર થાય છે )

અર્થ –રાજમહેલ અને ભોજન વગેરેમા પણ આ પ્રમાણે દૃષ્ટિગોચર થાય છે

સૂત્ર–૩૨

ન તેન રાજપરિતોષ ક્ષુધાશાન્તિ વા ।

ન–નહિ તેન–તેનાથી ( ફક્ત જ્ઞાનથી ) રાજપરિતોષ–રાજાને સંતોષ, ક્ષુધાશાંતિ –ભૂખની શાંતિ, વા–અથવા

અર્થ –ન તેનાથી ( ફક્ત જ્ઞાનથી ) રાજા રાજી બને છે અથવા ન તો તેનાથી ભૂખ મટે છે

સૂત્ર–૩૩

તસ્માત્ સા એવ ગ્રાહ્યા મુમુક્ષુભિ ।

( તસ્માત્–એટલા માટે સા–તે (ભક્તિ) એવ–એક જ, મુમુક્ષુભિ મુમુક્ષુઓને ગ્રાહ્યા–ગ્રહણ કરવા યોગ્ય)

અર્થ–એટલા માટે મુમુક્ષુઓએ ભક્તિ ગ્રહણ કરવી જોઈએ

સૂત્ર-૩૪.

તસ્ય સાધનાનિ ગાયન્તિ આચાર્યા ।

(તસ્ય-તેની, સાધનાનિ-સાધન, ગાયન્તિ-વર્ણવે છે, આચાર્યા-આચાર્યો)

અર્થ-આચાર્યો ભક્તિના સાધનનું વર્ણન કરે છે.

સૂત્ર-૩૫.

તત્તુ વિષયત્યાગાત્ સઙ્ગત્યાગાત્ ચ ।

(તત્-તે (ભક્તિ), તુ-પણ, વિષયત્યાગાત્ -વિષયત્યાગથી સઙ્ગત્યાગાત્- સઙ્ગત્યાગથી ચ-અને)

અર્થ:-પરંતુ તે (ભક્તિ) વિષયત્યાગ અને સઙ્ગત્યાગથી પ્રાપ્ત થાય છે

સૂત્ર-૩૬

અવ્યાવૃત્તભજનાત્ ।

(અવ્યાવૃત્તભજનાત્-અખંડ ભજનથી)

અર્થ-અખંડ ભજનથી ભક્તિ માર્ગમાં સહાયતા મળે છે

સૂત્ર-૩૭

લોકે પિ ભગવદ્‌ગુણ શ્રવણકીર્તનાત્ ।

(લોકે-સંસારમાં, સમાજમાં, અપિ-પણ, ભગવદ્‌ગુણ-ભગવાનનાં ગુણગાન, શ્રવણકીર્તનાત્-શ્રવણ કરવાથી અને કીર્તન કરવાથી)

અર્થ-સમાજમાં પણ ભગવાનના ગુણગાન શ્રવણ અને કીર્તનથી ભક્તિ પ્રાપ્ત થાય છે

સૂત્ર ૩૮

મુખ્યત તુ મહત્કૃપયા એવ ભગવત્કૃપાલેશાત્ વા

(મુખ્યત -મુખ્યત્વે, તુ-પણ, મહત્કૃપયા-મહાત્માઓની કૃપાથી, એવ-ફક્ત, ભગવત્કૃપાલેશાત્-ભગવાનની લેશ માત્રકૃપાથી, વા,-અથવા)

અર્થ-પણ ભક્તિ મુખ્યત્વે મહાત્માઓની કૃપાથી મળે છે

સૂત્ર-૪૪

કામ ક્રોધ મોહ સ્મૃતિભ્રંશ બુદ્ધિનાશ સર્વનાશ કારણત્વાત્ ।

કામ-કામ, ક્રોધ-ક્રોધ, મોહ-મોહ, સ્મૃતિભ્રંશ-સ્મૃતિનાશ, સર્વનાશ સર્વનાશ-બુદ્ધિનાશ-બુદ્ધિનો લોપ, કારણત્વાત્-કારણ રૂપ છે.

અર્થ-કારણ કે તે (કુસંગ) કામ, ક્રોધ, મોહ, સ્મૃતિભ્રંશ બુદ્ધિનાશ અને સર્વનાશનું કારણ છે.

સૂત્ર-૪૫

તરંગાયિતા અપીમે સંગાત્ સમુદ્રાયન્તિ ।

તરંગાયિતા-તરંગની માફક, અપિ-જો કે, ઇમે-આ કામ ક્રોધ વગેરે, સંગાત્-સંગથી કુસંગથી, સમુદ્રાયન્તિ-સમુદ્ર જેવા બની જાય છે.

અર્થ-તે કામ અને ક્રોધ વગેરે પહેલા તરંગ જેવા હોય છે પરંતુ કુસંગથી સમુદ્ર જેવો આકાર ધારણ કરે છે

સૂત્ર-૪૬

કસ્તરતિ કસ્તરતિ માયામ્ ! યઃ સંગં ત્યજતિ ।

યો મહાનુભાવં સેવતે, નિર્મમો ભવતિ ॥

ક-કોણ, તરતિ-તરે છે, માયામ્-માયા, ય-જે સંગં-સંગ, ત્યજતિ-તજે છે, મહાનુભાવં-મહાપુરુષોની, સેવતે-સેવા કરે છે, નિર્મમ-મમતા રહિત, ભવતિ-બને છે

અર્થ-કોણ તરી શકે છે? માયાને કોણ તરી શકે? જે સર્વ સંગોનો ત્યાગ કરે છે, જે મહાપુરુષોની સેવા કરે છે અને જે મમતા રહિત છે

સૂત્ર-૪૭

યો વિવિક્તસ્થાનં સેવતે, યો લોકબન્ધં ઉન્મૂલયતિ, નિસ્ત્રૈગુણ્યો ભવતિ, યોગક્ષેમં ત્યજતિ ॥

ય-જે, વિવિક્તસ્થાન-એકાંતસ્થાન, સેવતે-સેવન કરે છે, ય-જે,

સૂત્ર-૫૧.

અનિર્વચનીયં પ્રેમસ્વરૂપમ્ ।

અનિર્વચનીયં-અનિર્વચનીય-વર્ણન ન કરી શકાય તેવી

પ્રેમસ્વરૂપમ્-પ્રેમસ્વરૂપ

અર્થ:-પ્રેમભક્તિસ્વરૂપ અનિર્વચનીય છે.

સૂત્ર-૫૨.

મૂકાસ્વાદનવત્ ।

મૂકાસ્વાદનવત્-મૂંગા માણસના સ્વાદ જેવું.

અર્થ.-મૂંગા માણસના સ્વાદની જેમ.

સૂત્ર-૫૩.

પ્રકાશતે ક્વાપિ પાત્રે ।

પ્રકાશતે-પ્રકટે છે ક્વાપિ-કોઈ જગ્યાએ કોઈ સમયે, પાત્રે-
ત્રમાં.

અર્થ-પ્રેમ ભક્તિ યોગ્ય ભક્તમાં કોઈ સમયે કોઈ જગ્યાએ
[illegible] છે.

સૂત્ર-૫૪

ગુણરહિત કામનારહિત પ્રતિક્ષણવર્ધમાન અવિચ્છિન્નં સૂક્ષ્મતર
ભવરૂપમ્ ।

ગુણરહિત-ગુણોથી પર, કામનારહિતં-કામનારહિત, પ્રતિક્ષણ-
માનં-હમેશ વધતો, અવિચ્છિન્નમ્-સતત પ્રવાહ, સૂક્ષ્મતરં-અતિ
મ, અનુભવરૂપં-આન્તરિક અનુભવરૂપ.

અર્થ-આ પ્રેમ ગુણરહિત છે, કામના રહિત છે, પ્રતિક્ષણ
તો રહે છે, સતત વહેતો છે, સૂક્ષ્મતર છે અને અનુભવ રૂપ છે.

સૂત્ર-૫૫.

તત્ પ્રાપ્ય તત્ એવ અવલોકયતિ તત્ એવ
શ્રૃણોતિ તત્ એવ ભાષયતિ તત્ એવ ચિન્તયતિ ।

તત્-તે, પ્રેમભક્તિ, પ્રાપ્ય-પ્રાપ્ત કરીને, તત્-તેને, એવ-એકજ, અવલોકયતિ-જુએ છે, શૃણોતિ-સાંભળે છે ભાષયતિ-વર્ણન કરે છે, ચિન્તયતિ-ચિંતન કરે છે

અર્થ -આ પ્રેમને પ્રાપ્ત કરીને (ભક્ત) તેને (પ્રેમને) જ જુએ છે, તેને જ સાંભળે છે તેનું જ વર્ણન કરે છે અને તેનું જ ચિંતન કરે છે

સૂત્ર-૫૬

ગૌણી ત્રિધા ગુણભેદાત્ આર્તાદિ ભેદાત્ વા ।

ગૌણી-ગૌણ, ત્રિધા-ત્રણ પ્રકારની, ગુણભેદાત્-ગુણ ભેદ અનુસાર (સત્વ, રજસ્, તમસ) આર્તાદિભેદાત્-હેતુ પ્રમાણે, જેમકે-આર્ત, જિજ્ઞાસુ, અર્થાર્થી, વા-અથવા

અર્થ -ગૌણ ભક્તિ ગુણભેદ અનુસાર અથવા આર્તાદિ ભેદ અનુસાર ત્રણ પ્રકારની હોય છે

સૂત્ર-૫૭

ઉત્તરસ્માત્ ઉત્તરસ્માત્ પૂર્વપૂર્વા શ્રેયાય ભવતિ ।

ઉત્તરસ્માત્ ઉત્તરસ્માત્-પછીના બીજા કરતા, પૂર્વપૂર્વા-આગળના, શ્રેયાય-શ્રેષ્ઠ, ભવતિ-છે

અર્થ -દરેક આગળનું તેના પછીના બીજા કરતા શ્રેષ્ઠ છે

સૂત્ર-૫૮

અન્યસ્માત્ સૌલભ્ય ભક્તૌ ।

અન્યસ્માત્-અન્ય કરતા, સૌલભ્ય-સુલભ ભક્તૌ-ભક્તિ

અર્થ-અન્ય બીજા કરતાં ભક્તિ સુલભ છે

સૂત્ર-૫૯

પ્રમાણાન્તરસ્ય અનપેક્ષત્વાત્ સ્વયં પ્રમાણત્વાત્ ।

પ્રમાણાન્તરસ્ય-અન્ય પ્રમાણની, અનપેક્ષત્વાત્-આવશ્યકતા રહિત, સ્વયં-પોતે, પ્રમાણત્વાત્-પ્રમાણરૂપ

અર્થ-તેને (ભક્તિને) અન્ય પ્રમાણની આવશ્યકતા નથી, કારણ કે પોતે જ પ્રમાણરૂપ છે.

સૂત્ર-૬૦

શાન્તિરૂપાત્ પરમાનન્દરૂપાત્ ચ ।

શાન્તિરૂપાત્-શાંતિરૂપ, ચ-અને, પરમાનન્દરૂપાત્-પરમાનંદ રૂપ

અર્થ -ભક્તિ શાંતિરૂપ અને પરમાનંદરૂપ છે.

સૂત્ર-૬૧

લોકહાનૌ ચિન્તા ન કાર્યા નિવેદિતાત્મલોકવેદત્વાત્ ।

લોકહાનૌ-સાંસારિક હાનિ, ચિન્તા-ચિંતા-ન-ન, કાર્યા, કરવી, નિવેદિતાત્મલોકવેદત્વાત્-પોતાની જાત અને લૌકિક અને વૈદિક કર્મો તો ભગવાનને અર્પણ કરી ચુક્યો છે.

અર્થ -ભક્તોએ લૌકિક સાંસારિક હાનીની ચિંતા ન કરવી જોઈએ, કારણ કે ભક્તે તો પોતાની જાત અને લૌકિક તથા વૈદિક કર્મો ભગવાનને અર્પણ કરી દીધા છે

સૂત્ર-૬૨

ન તત્ સિદ્ધૌ લોકવ્યવહારો હેય કિન્તુ
ફલત્યાગ . તત્ સાધન ચ કાર્યમેવ ॥

તત્ સિદ્ધૌ-ભક્તિ સિદ્ધ થાય ત્યા સુધી લોકવ્યવહાર --લોકવ્યવહાર, ન-નહિ, હેય -અવજ્ઞા કરવી, કિન્તુ-ચ-અને, ફલત્યાગ -ફળત્યાગ તત્સાધનમ્-ભક્તિના સાધન. કાર્યમ્-કરવાં જોઈએ, એવ-જરૂર.

અર્થ ;-જ્યા સુધી ભક્તિ સિદ્ધ ન થાય ત્યાં સુધી લોકવ્યવહારનાં કાર્યોનો ત્યાગ ન કરવો જોઈએ, પરંતુ ફળ ત્યાગ કરી, ભક્તિનાં સાધન કરતા રહેવું જોઈએ

સૂત્ર-૬૩

સ્ત્રીધનનાસ્તિકવૈરિચરિત્રં ન શ્રવણીયમ્ ॥

સ્ત્રીધનનાસ્તિકવૈરિચરિત્ર—સ્ત્રી, ધન, નાસ્તિક અને વૈરીનું વર્ણન ન—નહિ શ્રવણીયમ્—સાંભળવું જોઈએ

અર્થ—સ્ત્રી, ધન, નાસ્તિક અને વૈરીનું વર્ણન સાંભળવું જોઈએ નહિ.

સૂત્ર-૬૪

અભિમાનદંભાદિકં ત્યાજ્યમ્ ॥

અભિમાનદંભાદિ—અભિમાન, દંભ વગેરે ત્યાજ્યમ્—તજવાં જોઈએ

સૂત્ર-૬૫

તદર્પિતાખિલાચારઃ સન્ કામક્રોધાભિમાનાદિકં તસ્મિન્નેવ કરણીયમ્ ॥

તદર્પિતાખિલાચાર—સઘળા આચાર ભગવાનને અર્પણ કરીને, કામક્રોધાભિમાનાદિ—કામ, ક્રોધ અભિમાન વગેરે, તસ્મિન્—તેને (ભગવાનને) એવ—જ કરણીયમ્—કરવા જોઈએ

અર્થ—સઘળા આચાર ભગવાનને સમર્પણ કર્યા પછી જો કામક્રોધ અભિમાન વગેરે હોય તો તે ભગવાન પ્રતિ કરવા જોઈએ

સૂત્ર–૭૬

ભક્તિશાસ્ત્રાણિ મનનીયાનિ તદ્ ઉદ્બોધક

કર્માણ્યપિ કરણીયાનિ

(ભક્તિશાસ્ત્રાણિ–ભક્તિશાસ્ત્રો, મનનીયાનિ–મનન કરવું, તદ્–ઉદ્બોધક–કર્માણિ–ભક્તિ વૃદ્ધિ પામે તેવા કર્મો કરણીયાનિ–કરવાં

અર્થ –ભક્તિશાસ્ત્રોનું મનન કરવું જોઈએ અને એવાં કાર્યો કરવાં જોઈએ કે જેથી ભક્તિની વૃદ્ધિ થાય

સૂત્ર–૭૭

સુખદુ ખેચ્છાલાભાદિ ત્યક્તે કાલે પ્રતીક્ષ્યમાણે

ક્ષણાર્ધમપિ વ્યર્થં ન નેયમ્ ॥

(સુખદુ ખેચ્છાલાભાદિ ત્યક્તે–સુખ, દુ ખ, ઈચ્છા, લાભ વગેરેથી મુક્ત કાલે–કાળ પ્રતીક્ષ્યમાણે–ગાળ જોતા ક્ષણાર્ધમપિ–એક ક્ષણ પણ વ્યર્થં–વ્યર્થ, ન નેયમ્–ન વિતાવવી જોઈએ

અર્થ –સુખ દુ ખ ઈચ્છા, લાભ વગેરેનો પૂર્ણ ત્યાગ થઈ જાય એવા સમયની રાહ જોવામાં અર્ધી ક્ષણ પણ વ્યર્થ ન વિતાવવી જોઈએ

સૂત્ર–૭૮

અહિંસા સત્ય–શૌચ–દયાસ્તિક્યાદિ ચારિત્ર્યાણિ પરિપાલનીયાનિ ॥

અહિંસા, સત્ય શૌચ દયાસ્તિકયાદિ ચારિત્ર્યાણિ–અહિંસા, સત્ય, શૌચ, દયા અને આસ્તિકતા વગેરે સદ્ગુણો, પાલનીયાનિ–પાલન કરવું જોઈએ

અર્થ –(સાધકે) અહિંસા, સત્ય, શૌચ, દયા અને આસ્તિકતા વગેરે સદ્ગુણોનું પાલન કરવું જોઈએ

સૂત્ર-૭૯

સર્વદા સર્વભાવેન નિશ્ચિન્તૈર્ભગવાનેવ ભજનીયઃ ।

સર્વદા-સર્વદા, સર્વભાવેન-સર્વ ભાવ સહિત, નિશ્ચિન્તૈ-નિશ્ચિત થઈને ભગવાનેવ-ભગવાનના, ભજનીય-ભજન કરવાં જોઈએ

અર્થ -સર્વદા, સર્વભાવે, નિશ્ચિત બની ભગવાનના જ ભજન કરવા જોઈએ

સૂત્ર-૮૦

સ કીર્ત્યમાનઃ શીઘ્રમેવાવિર્ભવત્યનુભાવયતિ ભક્તાન્ ॥

સ-તે (ભગવાન), કીર્ત્યમાન-કીર્તિન થવાથી, શીઘ્રમ્ શીઘ્ર, આવિર્ભવતિ-પ્રકટ થાય છે ભક્તાન્-ભક્તોને અનુભાવયતિ-અનુભવ કરાવે છે

અર્થ -તે (ભગવાન) (પ્રેમપૂર્વક) કીર્તિન થવાથી શીઘ્ર પ્રગટ થાય છે અને ભક્તોને અનુભવ કરાવે છે,

સૂત્ર-૮૧

ત્રિસત્યસ્ય ભક્તિરેવ ગરિયસી ભક્તિરેવ ગરિયસી ।

(ત્રિસત્યસ્ય-ત્રણે સત્યોમાં, ભક્તિરેવ-ભક્તિ જ, ગરિયસી-શ્રેષ્ઠ છે

અર્થ -ત્રણે સત્યોમા-(કાયિક, વાચિક, માનસિક અથવા ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળમાં) ભક્તિ જ સર્વોત્તમ છે

સૂત્ર-૮૨,

ગુણમાહાત્મ્યાસક્તિરૂપાસક્તિ પૂજાસક્તિ સ્મરણાસક્તિ

દાસ્યાસક્તિ સખ્યાસક્તિ કાન્તાસક્તિ વાત્સલ્યાસક્તિ

આત્મનિવેદનાસક્તિ તન્મયાસક્તિ પરમવિરહાસક્તિ

રૂપા એકધાપ્યેકાદશધા ભવતિ ॥

અર્થ -આ પ્રેમરૂપ ભક્તિ હોવા છતા નીચે પ્રમાણે અગીઆર પ્રકારની હોય છે -(૧) ગુણમાહાત્મ્યાસક્તિ (૨) રૂપાસક્તિ (૩) પૂજાસક્તિ (૪) સ્મરણાસક્તિ (૫) દાસ્યાસક્તિ, (૬) સખ્યાસક્તિ (૭) કાંતાસક્તિ

(૮) વાત્સલ્યાસક્તિ (૯) આત્મનિવેદનાસક્તિ, (૧૦) આત્મનિવેદનાસક્તિ (૧૧) પરમવિરહાસક્તિ

સૂત્ર–૮૩

ઇત્યેવં વદન્તિ જનજલ્પનિર્ભયા એકમતા કુમારવ્યાસ
શુકશાણ્ડિલ્યગર્ગવિષ્ણુકૌણ્ડિન્યશેષોદ્ધવારુણિબલિહનુમદ્
વિભીષણાદયો ભક્ત્યાચાર્યા ॥

અર્થ —લોકોની નિંદા સ્તુતિનો ભય રાખ્યા વિના ભક્તિતત્ત્વના આચાર્યગણ જેવા કે-સનત્કુમાર વેદ વ્યાસ, શુકદેવજી, શાણ્ડિલ્ય, ગર્ગ, વિષ્ણુ, કૌણ્ડિન્ય, શેષ, ઉદ્ધવ આરુણિ બલિ હનુમાન, વિભીષણ વગેરે એક મનથી કહે છે–(કે ભક્તિ જ સર્વ શ્રેષ્ઠ છે)

સૂત્ર–૮૪

ય ઇદં નારદપ્રોક્ત શિવાનુશાસન વિશ્વસિતિ શ્રદ્ધત્તે
સ ભક્તિમાન્ભવતિ સ પ્રેષ્ઠ લભતે સ પ્રેષ્ઠ લભતે ઇતિ ॥

અર્થ —જેને આ નારદજીએ કહેલા કલ્યાણકારી જ્ઞાનમાં વિશ્વાસ અને શ્રદ્ધા હોય છે તે પ્રેમરૂપ ભક્તિ મેળવે છે અને તે પ્રિયતમને પામે છે

પરમ કૃપાળુ પરમાત્માને પ્રણામ હો !
મહર્ષિ નારદજીને નમસ્કાર હો !
સર્વ સન્તમહાત્માઓ ભક્તોને વંદન હો !

ૐ તત્ સત્
ૐ શાન્તિ ૐ શાંતિ ૐ શાંતિ



# દિવ્ય જીવન ગ્રંથમાળા સંબંધી અગત્યનું

★ આ ગ્રંથમાળા દ્વારા પૂજ્યપાદ શ્રી સ્વામી શિવાનંદ સરસ્વતીના અનેકવિધ અતિ ઉપયોગી પુસ્તકોનું પ્રકાશન કરવામાં આવે છે

★ આ યોજના શ્રી શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિ, ગુજરાત વિભાગનું એક નવીન અંગ છે

★ આ ગ્રંથમાળાનું વાર્ષિક લવાજમ રૂા ૩ પૂરા રાખવામાં આવ્યું છે આ જૂજ લવાજમમાં ચારથી ૭ પુસ્તકો દ્વારા ૧૦૦૦ પાનાનું વાચન વર્ષ દરમિયાન આપવામાં આવશે

★ ગ્રંથમાળાનું વર્ષ જાન્યુઆરીથી ડીસેમ્બર સુધીનું રહેશે પણ વર્ષ દરમિયાન ગમે ત્યારે ગ્રાહક થઈ શકાશે

★ રૂપિયા ત્રણના લવાજમમાં રૂપિયા આઠથી બાર સુધીની કિંમતના પુસ્તકો આમ આ યોજના દ્વારા મળી રહેશે

★ ગ્રંથમાળામાં ધર્મ દર્શન યોગ શિક્ષા, સ્વાસ્થ્ય આદિ વિભિન્ન વિષયોને આવરી લેવામાં આવશે

★ પુસ્તકો માટે સારો કાગળ વાપરવામાં આવે છે, તેમ જ તે આકર્ષક બનાવવા માટે ખાસ ધ્યાન આપવામાં આવે છે

★ ગ્રંથમાળાના સભ્ય થવા માટે દિવ્યજીવન સંઘની કોઈ પણ શાખા, શ્રી શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિના સભ્ય અથવા કાર્યકર્તાનો સંપર્ક સાધી શકો છો

★ જ્ઞાનયજ્ઞના આ પુણ્ય કાર્યમાં બીજાઓને ગ્રાહક બનાવી ભેટ આપી, અથવા તો પુસ્તકપ્રકાશન માટે ખર્ચ આપી સાથ અને સહકાર આપશો

## શ્રી શિવાનંદ સાહિત્ય પ્રસાર સમિતિ

ગુજરાત વિભાગ

૯૮૪, રાજાશાની પોળ, જમાલપુર, અમદાવાદ-૨

સ્વાસ્થ્ય, સંસ્કૃતિ સેવા અર્થે દિવ્ય જીવન સંઘનું

ગુજરાતી માસિક

# દિવ્ય જીવન

પૂજ્યપાદ શ્રી. સ્વામી શિવાનંદ સરસ્વતી

તેમ જ

અન્ય અગ્રગણ્ય વ્યક્તિઓના લેખો દ્વારા સાંસ્કૃતિક
પુનરુત્થાનની દિશામાં આગેકૂચ કરી રહ્યું છે